# કરણીનો ફેજ.

(પારસી સંસારની એક વારતા)

અંગ્રેજી ઉપરથી બનાવનાર


અરદેશર ખરશેદજી દેશાઈ

તે

'નવરંગ' માસિકના માલેક અને અધિપતિ;

'બાપનો ભોગ,' 'જીગર કે દીગર ?,' 'અબળાનો કીનો,' 'શેરદિલ શુરવીર,' 'તુમાખી તેહેમી,' 'મદિરાની મોહકાણ !' 'બાપના શ્રાપ,' 'બદોના બસમાં,' ઇત્યાદી વારતાઓના કર્તા.



'નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ'માં મી૦ અરદેશર ખરશેદજી દેશાઈએ છાપ્યું છે અને પ્રગટ કર્યું છે. બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

આવૃતી પેહેલી.

ઇ૦ સ૦ ૧૯૨૧.

કીમત રૂ. ૧॥.

# પ્રસ્તાવના.

——:o:——

આ ન્હાની પણ દીલચસ્પ વારતાની ચોપડીને એકાદ ખાસ લાંબા લચાક દીબાચાની જરૂર નથી. એ વારતા કાંઇ નવી નથી. તે આજથી ૭ વરસની વાત ઉપર અમારે હસ્તક પ્રસીધ્ધ થતાં માસિક "નવરંગ" માં કટકે કટકે પ્રગટ થઇ ગઇ છે. એ વારતા તે વેળા મોટા ઉત્સાહ ને વખાણથી વંચાઇ હતી, અને ત્યાર કેડે તેને લગની ફાઇલો અસલ કરતાં પાંચ ગણે દામે પણ શોખીન વાંચકવર્ગ તરફથી ઉલટથી ખરીદવામાં આવેલી અમોએ ખુશી સાથ જોઇ છે. એ વારતાની ફાઇલો તમામ ખપી ગઇ છે; કિંતુ એ માટેની માંગણી હજી શોખીન વાંચનારી આલમ તરફથી થતીજ રહેવાથી એને આ ન્હાનકડાં પુસ્તકરૂપે અમોએ પ્રગટ કીધી છે.

ભાડુતી અર્પણોના અમો હિમાયતી નથી. અદ્યાપી પર્યંત અમારી વારતાની ચોપડીઓને અમોએ અમારાં સ્નેહીઓ કે મિત્રોના ચરણે, તેઓની અમો પ્રત્યેની કંઇ ને કંઇ ભલાઇ અને નેકી અર્થે ધરી છે. આ વારતા પણ અમારા એક વયોવૃધ્ધ મિત્ર અને નામાંકિત નટ મી૦ સોહરાબજી ફરામજી ઑગરાને અમોએ દીલોજાનીથી અર્પણ કરી છે. મી૦ ઑગરાની ખાસ ઓળખ આપવાની આવશ્યકતા અમો વ્યર્થ વિચારેં છીએ. આજે વર્ષો થયાં હિન્દી નાટક તખ્તાની ધરા પોતાની અદ્દભુત રમુજી ઍકટીંગથી ધ્રુજાવી રહેલા એ પ્રસીધ્ધ પારસી કૉમીડીયનને કયો નાટકનો શોખીન નહિ પીછાણતો હશે? નટો તો આપણા વચ્ચે ઢગલે ઢગલા છે. કરૂણારસ ભજવનારાઓ તો ઘણા મોજુદ છે અને વળી વિખ્યાત છે. પરંતુ રમુજી ઍક્ટરોનો આપણા વચ્ચે સરિયામ ટોટોજ છે. એક મી૦ ખુરશેદજી બાલીવાલા કે મી૦ સોહરાબજી ઑગરા સિવાય બીજા રમુજી નટોમાં ખપતા સાહેબો તો માત્ર જોવાનાજ છે. સ્વર્ગસ્થ મી૦ બાલીવાલા પછી ખરી કુદરતી રમુજની ઉમદા મોજ તમાશબીન આલમને ચખાડનારા મી૦ ઑગરા એક એકલા હૈયાત નટ છે. તેઓ એક મહાન રમુજી ખેલાડી ઉપરાંત એક અતિ બાહોશ ડાયરેકટર પણ પૂરવાર થયલા છે. એકથી અનેક ઉમદા નાટકો પોતાની બાહોશીભરી દેખરેખ હેઠળ રંગભૂમી ઉપર ફતેહમંદીથી

રજુ કરી એઓ આજે કીર્તિના શીખરે પુગ્યા છે. એવા એક ચુનંદા નટ અને માહરા ભલા બુજોર્ગ મિત્રને આ ચોપડી અર્પણ કરવાનો મોકો મળવા માટે મને ઘણીજ ખુશાલી ઉત્પન્ન થાય છે.

અમારે હસ્તક પ્રકટ થતાં માસિક "નવરંગ" ના એક મોટા શુભેચ્છક અને નામાંકિત સાક્ષર કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિતે આ ન્હાની વારતાના પુસ્તકને એક ઘણી વિદ્વતાભરી પ્રસ્તાવનાથી નવાજી અમને આભારી કર્યા છે તે માટે એ સુપ્રસિધ્ધ કવિ મિત્રનો અમો અતિ ઘણો આભાર માનિયે છીએ.

"નવરંગ" ના જન્મથી તેના જમણા હાથ સમ થઇ પડેલા અમારા મોટા મદદગાર ભાઇ એદલજી હોરમસજી દેશાઇનો પણ અમારે આભાર માનવો ઉચિત છે. સાહિત્ય મધ્યેના અમારા પ્રત્યેક પ્રયત્નમાં એ ભાઈ મોટી ઉલટથી મદદનિશ થાય છે. આ ચોપડી માટેની થોડી પણ ધરખમ જાહેર ખબરોથી અમને આપેલી મદદ વાસ્તે અમો એમના આભારી છીએ.

નવરંગ પ્રેસ,
તા૦ ૧-૧-૨૧.

અરદેશર ખરશેદજી દેશાઈ.

# નવલકથાના સાહિત્ય સાથે મ્હારી આજની મુલાકાત.

લખનારઃ—કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.
મંત્રીઃ—સનાતન ધર્મોપદેશકમંડળ—મુંબાઈ.

માનવસૃષ્ટિની ઉત્પત્તિ અને તેની સંવૃદ્ધિ પછી, ઐતિહાસિક સંશોધનની પરાકાષ્ટાએ, તેની પ્રાચીન હાલત ઉપર અજવાળું નાંખી જે નિશ્ચયો ઉપસ્થિત કરી આપ્યા છે; તે ઉપરથી દ્દઢતર અને નિર્વિવાદ એમ તો સિદ્ધ થઇ ચુકયું છેજ કે યૂરોપમાંના પતન આથેન્સ અને રોમના જન્મકાળ પહેલાં **ભારતવર્ષ!** સકળ સંસ્કૃતિ કળાએ સમૃદ્ધ હતું, એટલુંજ નહિ પણ એ ઉપરાંત વ્યવહાર પ્રત્યેક દિશાઓની પ્રગતિનાં અપ્રમેય સુત્રો સંગ્રહીત ગ્રથબદ્ધ શાસ્ત્રોવડે તે અલંકૃત હતું. પ્રારંભકાળનાં વેદવેદાંગો અને મહાકાવ્યોને તેના આદ્ય પુરાવામાં મુકી શકાય. તેમાંની અધ્યાત્મિક અજરામર ખીલવણી, તીવ્રકોટિક્રમ કુશાગ્રબુદ્ધિવાદ, સુક્ષ્મ વિવેચન પદ્ધતિ, ને કલ્પકત્વ સહિતની અપુર્વ રચના વિશુદ્ધિ જોઇ કોઇ પણ વિચારક તેના રચનારાઓની અલૌકિક શકિતનાં મુકતકડે વખાણ કર્યા વગર રહિ શકશે નહિ. કલ્પનાના ઓઘોનો પ્રવાહ આ પછી થોડે કાળે ગદ્ય પદ્ય મિશ્ર નાટકાદિ આલેખનો તરફ, અને તે પાછળથી નાના મોટા અગણ્યા આવેશો, ઉદ્દેશો ને પ્રયત્નોની ઘટમાળ સરખી કેવળ ગદ્યાત્મક રચના એટલે કે નવલકથાના. બંધારણ તરફ વળેલો જોવાય છે. (De Foe) ડે ફો અથવા ફિલ્ડિંગએ જેમ નવા ધોરણથી પહેલ વ્હેલા ગદ્ય ગુંથણના પ્રયોગો આરંભ્યા હતા છતાં વિલાયતના વિદ્વાનો સર વોલટર સ્કોટથીજ નવલકથાના કાળનો આરંભ કરે છે; તેમ સાર્વભોમ સંસ્કૃત સાહિત્યના કાળમાં અનેક વિદ્વત્તાપુર્ણ વ્યકિતઓએ પોતાના મનોવેધી સંવિધાનક ચાતુર્યનો એ દિશા તરફ પ્રથક પ્રથક દૃષ્ટિએ સુફલિત ઉદ્યોગ આરંભ્યો હતો, છતાં પાછળની રસતૃપ્ત સૃષ્ટિએ

તેવા સઘળા પ્રયાસોને બાજુ પર રાખી, દંડી, સુબંધુ અને બાણને, તેમના દશકુમાર ચરિત્ર, ને કાદંબરી જેવા સુંદર ગ્રંથો જોઇ સંસ્કૃત નવલકથાઓના યુગપ્રવર્તક તરીકે ચુંટી આગળ આણ્યા, એ સર્વાંગે વાસ્તવિક ને ન્યાય પુરઃસર થયું છે એમ તેમની હાથ લાગતી પ્રાસાદિક સામગ્રી સિદ્ધ કરે છે. ગદ્યલેખન શૈલીમાં ખીલી ઉઠતી ભાષાની મનોહરતાએ તે પછી પોતાની તરફ ઘણા વિદ્વાનોને આકર્ષી લેઇ, તેમને હાથે ભિન્ન ભિન્ન દૃષ્ટિએ કથા સરિત સાગર, સિંહાસનદ્વાત્રિંશિકા (સિંહાસન બત્રીશી) વેતાલપંચવિંશતી (વેતાળ પચ્ચીસી) વિક્રમાંક ચરિત ઇત્યાદિ હજારો કલ્પિત કથાઓ, ને અસંખ્ય ઉપાખ્યાનોને ઉપજાવ્યાં અને પ્રસરાવ્યાં છે; કે જેનાં ક્રમપ્રસરણને લક્ષમાં રાખીનેજ તે પછીના ઘણા મોડા કાળ ઉદ્દભવેલા પાશ્ચિમાત્ય અને પૌરસ્ત દેશોમાંના બુદ્ધિશાળી પંડિતોએ પોતપોતાની ભાષામાં કલ્પિત કથાઓ ને કાદંબરીઓનો ગંજાવર ઢગલો વાળેલો દૃષ્ટિએ પડે છે. નવલકથાઓની પ્રગતિનો પાકટ અભ્યાસી **પ્રોફેસર વેબર** એ વાતની પરિપુષ્ટિમાં બોલતાં કહે છેઃ—

"Allied to the fables are the Fairy Tales and Romances, in which the luxuriant fancy of the Hindus has in the most wonderful degree put forth all its peculiar grace and charm. These too share with the fables the characteristic form of setting just referred to, and there by, as well as by numerous points of detail, they are sufficiently marked out as the original source of most of the Arabian, Persian and western fairy tales and stories."

(H. I. L. By, Pro. Weber. P. P. 212-213.)

કે દંતકથાઓની સાથે પરીઓની વાર્તાઓ, અને તેવીજ બીજી અદ્દભુત જોડી કાઢેલી જે જે વાર્તાઓ છે; તેમાં હિંદુઓએ પોતાની વિશાળ કલ્પના શકિત વડે વિલક્ષણ રમણીયતા અને મોહની દર્શાવેલાં છે. દંતકથાની પેઠે આ વાર્તાઓનું પણ બંધબેસતી રચનાનું ખાસ સ્વરૂપ માલમ પડે છે. અને એ કારણથી તેમજ તેમાં દર્શાવેલી સંખ્યાબંધ વિગતોને લીધે અરબસ્તાન, ઇરાન અને પશ્ચિમ તરફની પરીઓની વાતો અને દંતકથાનું મુળ (ભરતખંડની) એ વાર્તાઓ છે એમ સ્પષ્ટ જણાય છે.

**શ્રીયુત્ દાદાભાઈ એમ. પી.** આથી પણ ઉચ્ચતર ઘોષે પોતાના Speeches and writtings નામના ગ્રંથમાં લખતાં જણાવે છે:—

"Horace Wilson thinks it probable that in fiction much of the invention displayed on the revival of letters in Europe was referable to an Indian origin: that enough has been ascertained to determine the actual existence in Sanskrit or in vernacular trans lations from it of a very extensive literature of fiction, in which, many of our European acquaintances are at once to be recognised; and that the Hindus occupy an early and prominent place in the history of fiction."

કે **હોરેસ વિલસનના** મત પ્રમાણે યૂરોપમાં વિદ્યા પાછી સંજીવન થયા પછી, ભરતખંડની વારતાઓને આધારેજ ઘણી ખરી દંતકથા જોડી કાઢવામાં આવી છે; તેમજ સંસ્કૃત ભાષામાં, અને તેનાં દેશીભાષામાં થયેલાં અનુકરણોમાં પુષ્કળ દંતકથા છે એ વાત પૂરતાં પ્રમાણોથી નક્કી થઇ છે. અને તે દંતકથાઓની સહાયતા આપણા તરફના ઘણાએક યૂરોપિયન વિદ્વાનોએ લીધી છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. આથી દંતકથાની બાબતમાં હિંદુલોકો પ્રાચીન અને પ્રધાનપદ ભોગવે એ સર્વાંશે વાસ્તવિક છે.

આટલું સ્પષ્ટ થયા પછી હવે આપણે નવલ કથાના અર્વાચીન પ્રકાશ તરફ વળીએ. વસ્તુ માત્રને અવસ્થાંતર સ્થીતિ હોય છે, તેજ નિયમે મહાદેશસ્થ સામ્રાજ્યના રાષ્ટીય સાહિત્યનું પણ બન્યું. નવ નવાં ઘોતક અચિર સ્થાઇ સત્વોએ સમાજ પ્રણાલિકાપર ગલબો કીધો, તર્કવિતર્કો વધ્યા, મુળ ભાષા અવાચ્ય ને અપ્રવેસ્ય જણાઇ, બુદ્ધિમાં અસ્થીરતા આવી, સ્મરણશકિત કાંઇક ન્યુન દર્શાઇ. અને વિચાર કાઠિન્યે અગો અંગનાં બંધન તોડી સ્વચ્છદે વિહરવું ચાલ્યું. આવા કુદરત પ્રેરિત મહાઉલ્કાપાતનું પરિણામ પાછળથી એ આવ્યું કે વિકટ અભ્યાસની ને ગુચવાવલાં અલંકારિક વર્ણનોની મુશ્કેલીઓ તોડવા, ક્ષુદ્ર ક્ષુદ્ર પ્રાદેશિક સાહિત્યની કળાઓ પુરાઇ, ને તેમાં પ્રાંતિય પરિચિત ઉચ્ચારોએ ભાષાનું સાદુ-સરળ ટિકાટ સ્વરૂપ ધારણ કર્યું. અહિંથી આપણી ગુજરાતી નવલ કથાઓનો ઉદયકાળ શરૂ થાય છે. વિરમતી ક્ષાત્રશકિત

ખુંદનારાં પરદેશી આક્રમણો પછી ગુજરાતીઓ સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર સિવાય, બીજું ઘણું થોડુંજ લખી શક્યા છે. આસમાની સુલતાનીના અસ્તકાળે આંગ્લ પ્રજાએ ગુજરાતનું આધિપત્ય સ્વીકાર્યું. વિચારબળ જામત કરનાર કોઇ ધર્માત્માની ગેરહાજરીમાં ઠેકઠેકાણે ઇંગ્રેજી કેળવણી પ્રસારી. આ પાશ્ચાત્ય જીવનના સંસર્ગે પ્રાચીન ગ્રંથોની શીષ્ટતાને અકારી બનાવી, તેને ઠેકાણે ઉપર ચોટીયા લાગણી ઉશ્કેરાય ને ક્ષણિક લોભાય એવાં પોતાના દેશનાં સંખ્યાબંધ નૉવેલોનાં સત્વને, ઉગતા ગુજરાતિયોને અંતરે ઉતારી તેમના દ્વારા તેના અનુવાદનનું મનમોહક આતિથ્ય મેળવ્યું. ત્યારથી ગુજરાતની નૉવેલ સૃષ્ટિ **સંસ્કૃત સંસ્કારી** અને **અસંસ્કૃત સંસ્કારી** એમ બે વિભાગમાં વહેંચાઇ ગઈ. સરસ્વતીચંદ્ર, ગુલાબસિંહ, કરણઘેલો, વનરાજ ચાવડો, કાદંબરી, ઇરાવતી, એરેબિયનનાઇટસ, કથાસરિતસાગર, કુસુમાવલી, પૃથુરાજ ચહુઆણ, રાસેલાસ, ગંગાગુર્જર વાર્તા, મણીમોહન, મુકતા, બે બ્હેનો, ઇસપ નીતિ, દીલ્લીપર હલ્લો, પંચતંત્ર વગેરે વગેરે ગ્રંથો પહેલા વર્ગના વિદ્વાનોની બુધ્ધિમત્તાના સુંદર નમુના છે. એમાં કાંઇક તેમણે પરદેશી વાચનમાંથી, તો કાંઇક મનઃકલ્પિત અથવા બન્નેના અજબ મિશ્રણમાંથી, સંસ્કૃત સાહિત્યની રંગરોનકે, ગ્રંથ સંપતિના વિપુલ નમુના યોગ્ય ગુજરાતને ઘણું ઉપજાવી આપ્યું છે.

બીજા વર્ગમાંના વિદ્યા વિલાસી જે કેટલાએકે પરભાષાના વિદ્યા દ્રવ્યને આપણી ભાષામાં ખેંચી આણવાનો સ્તુતિપાત્ર યત્ન કરેલો, તેમાં પારસી ભાઈઓનો આશ્ચર્યજનક આત્મભોગ આપણું પ્રથમ લક્ષ ખેંચે છે. એ સાહસીક ધનાઢય પ્રજાએ તેની પાછળ લખલૂટ ધનવ્યય અને અખૂટ કાળક્ષેપની તકેતકને હાથ કરી લેવામાં કચાશ રાખી નથી, જેના પરિણામે આજે તેમની બહોળી એ ગ્રંથઓલાદ, કીર્તિને સન્માનના આંગણામાં આનંદ કલ્લોલ કરતી, પોતાના આચાર વિચારને જુના અનુભવના બડોળમાં એક અજબ ઉમેરણ તરીકે ઠાલવી રહી છે. તેમાં આજે આ **"કરણીનો ફેજ"** નામના સુંદર નૉવેલનો વધારો હું અત્યુત્તમ આવકારદાઇ લેખુ છું. એના રચનાર **મી૦ અરદેશર ખરશેદજી દેશાઈ** ગુજરાતી વાંચક વર્ગને ભાગ્યેજ અજાણ્યા હશે. આ અગાઉ તેઓ **"અપણાનો કીનો"** અને **"જીગર કે દીગર"** એ બે નૉવેલો લખી, પોતાની ઓળખાણ પાકે પાયે પાડવામાં પુરા ફતેહમંદ નિવડી ચુક્યા છે.

ઉપરાંત તેઓ પેપરના અને મજુરેના ભયંકર દુષ્કાળની લાંગી ફલંગો વટાવતા એકસરખી રીતે સાત વર્ષથી, પેટભર મહેનતાણું નહિ મળવા છતાં, મુંબઇ ખાતે સઘળી જાતની હાડમારીઓ વચ્ચે "નવરંગ" નામનું અદ્વિતિય માસીક ચલાવી, ગુજરાતી ભાષાની ભારે સેવા ઉઠાવી રહ્યા છે; એવા એક અર્વાચીન કેળવણી પારગત પારસી યુવકની, ભાષાથી નહિ પણ વિચારમાં હિંદુ પધ્ધતિસરની બહુશ્રુતતા, ગંભીરતા ને મીઠાશભરી ચાલતી કલમ જોઇ, કયા ભાષા ઉત્કર્ષના હિમાયતીની છાતી આનંદથી ઉભરાયા વગર રહી શકશે?

આ આખી નવલકથાની ટુંકી વસ્તુ ચિતરવા માગીએ, તો તે અત્રે થોડીજ લીટીઓમાં સમાઇ શકે તેમ છે. પણ લુખી સુકી એટલીજ પ્રસાદ સુગધીથી કોઇ ઉતાવળીઓ વાંચક, તેની અંદરનાં પચ્ચીસ પ્રકરણોદ્વારા, મધ સરખા અલંકાર પૂર્ણ વાણીપ્રવાહના આસ્વાદન વિહોણોજ, ઠેકતે પગલે આગળ વહી જાય, ને પાછળથી કદાચ એ ગુમાવેલી તક માટે પશ્ચાતાપનું ટાણું તેને પ્રાપ્ત થાય, તો તે તકે તેનો દોષ તે પ્રસ્તાવનાકારને માથે ચઢાવે નહિ એ પ્રખર ચિંત્યાના ચિંતવને, એ દિશામાં ચાલતી મારી કલમ આટલેથીજ અટકી જાય; અને તેને સ્થાને પાત્રોની સ્વલ્પ સમાલોચના તરફ વહી જાય તો તે અયુક્ત કે અસંગત લેખાશે નહિ. મેઘની કાળી ઘટામાંથી શર્દ પુર્ણિમાનો ચંદ્ર ઉગે, એમ કનફ્મર્ડ બેચલરમાં ખપતા શેઠ શાપુરજી શેઠના મૃત્યુવીલમાંથી, નવલ ઘટનાને પહોંચી વળે એવા દિલકશ ફણગાઓની હાર ફુટાડતાં, વાર્તાકારે તેને પોતાની કુદરતી શકિતનો અચ્છો મસાલેદાર રસ સિંચ્યાનું જોઇ શકાય છે. મરનાર સર નાઇટની બેવફા ધણીઆણી લેડી આર્માય, પોતાની ખુબસુરતીના બગીચાને, જીવતરની છેલ્લી ઘડી સુધી મનની મલીનતાના પાણીએ રગદોળી કેવી રીતે બરબાદ બનાવી મુકે છે; એ વર્ણન અવસ્યે કરીને નોંધવા જેવું છે. કાઉ બનાજી, જન્મથીજ ઉઠાઉગીર છે. પોતાની ગેરસલુકાઇભરી રૅણીકૅણીથી તેને મામાની માલેતુંજાર મિલકતો હાથે ચહડેલી જતી રહેવાનો ભય લાગે છે; ને તેથી તે પ્રાઝીલ જઇ કેવા કાવાદાવા ખેલે છે તેનો આબેહુબ નમુનો દશમાં પ્રકરણ પછી સ્પષ્ટ થાય છે, અને તેમાં તે જુઠાઇના નમુનેદાર હુન્નરનો અખતરો ઠીક અજમાવે છે. બૅામ, ભલો સદગુણશાળી ને વ્યવહારસંપન્ન પુરૂષ છે. તેનો હર્ષ શોક ઉપરનો સમાનભાવ, તેની આંતરમહત્તાનું સ્વરૂપ

આંકે છે. ખુદાઈ ખાસિયત તેને દરેક પળે મદદગાર બની, આવતાં વિઘ્નથી બચાવી લે છે ને છેવટે આનંદપૂર્ણ સ્થિતિ અનુભવાવે છે. **મીસ ફ્રેની કામા** પ્રાચીન કાળની સતીઓ જેવી સ્વધર્મમસ્તને દઢાગ્રહી બાઇ છે. તે પોતાનો પ્રેમ, ધનરૂપ કે યૌવન ઉપર નહિ પણ હૃદયની પવિત્રતા ઉપર ઢોળે છે. મન ડગાવનારા પ્રચંડ ઉલ્કાપાતોને તે પગની ઠોકરે ચઢાવી ફેંકી દે છે ને તે સાથે પોતામાં રહેલી દૈવી શકિતનું શબ્દેશબ્દમાં ભાન કરાવે છે. **એરામ બામકૉટ,** દંગા ફિસાદનો ઉસ્તાદ ને જડસાઇનો પારાવાર આભ્યાસી છે. પોતાની બહેન આઇમાયના મક્કમ જવાબોને તે પોતાના એકજ ધલાજથી પોચાપચ્ચ બનાવી પિગળાવી મુકે છે, ને અદૃશ્યાદૃશ્ય દેખાવ દેનો, વાંચકોની વૃત્તિને આશ્ચર્યજનક ઉંડાણમાં લઇ કયાંનો કયાં નિકળી જાય છે. **કુમી સંતોક, મી૰ કેનન,** ને **ડૉ૰ પીટરસન** આ ગૌણ પાત્રો છે, ને તે દરેક પોતપોતાનો ભાગ એવી તો સરસ રીતે બજવે છે કે તેઓની જરાતરાની હિલચાલમાં પણ શીખનારને માટે ભલભલી ગુંચવાડાભરી અડચણોનો ખુલાસો રમુજી ઢબે ખુલ્લો બની રહે છે. આવી રીતે નવરસધારા સરખા, નવ પાત્રોની ગુંથણીએ ગ્રંથનાં પૃષ્ટેપૃષ્ટને છલાછલ ભરી કાઢી, તેમાં ઉગતી પ્રજા ગ્રહણ કરે, અને પાકટ પ્રજાને અભ્યાસમાં કંઇક ઉમેરવા જેવું લાગે એવું બહોળું સત્ય વેરવામાં ગ્રંથકર્તાએ જે અવિશ્રાંત પ્રયત્ન લઈ સાફલ્યતા મેળવી છે તે બદલ તેમને આ સ્થળે પુનઃ ધન્યવાદ આપી નવાજી લેતાં હું હૃદય વિરૂધ્ધ કંઇજ કરતો નથી. કેટલીક વખત વિવેક શકિત (Reason) કંઈ કંઇ બાબતોનો ખુલાસો કરવા અશકત નિવડે છે તેવે ટાણે આવા વાર્તાગ્રંથો હૃદય રંજન કરી એક સારામાં સારા શિક્ષાગુરૂની ગરજ સારે છે. ગુજારેલાં વર્ષોથી જીવ્યા કરતાં, સદ્વર્તનથી જીવ્યાની લાલસા, આવાં ગ્રંથબોધનો સિવાય ભિન્નભિન્ન રૂચીનાં જનમંડળોમાં ફેલાવી શકાય નહિ. ગુજરાતની ચારે બાજુએથી મને પુષ્કળ વાર આવા આત્મિક સંદેશાઓના રણકાર સાંભળવામાં આવે છે, કે ગુર્જ્જર સાહિત્યમાં સુપાઠય નૈતિક પુસ્તકો હજી નહિ જેવાંજ અસ્તિત્વ ભોગવે છે, એવાં કે જે પુરૂષ અને સ્ત્રી બંનેના હાથમાં નિઃસંકોચે મુકી શકાય. આવી ખેદપ્રદ ફરિયાદોનો **'મી૰ દેશાઇજીની** રચેલી આ, અને આ અગાઉની બે એમ ત્રણ નૉવેલોથી, અને તે ઉપરાંત પોતાના **'નવરંગ'** માસીક પત્રમાં શરૂ કરેલી **'બાપનો ભોગ', 'તુમાખી**

**તેહમી', 'મદીરાની મોહકાણ', અને 'બાપનો શ્રાપ'** વગેરે ઘરના પૂર્ણ માર્મિક વાર્તાઓથી વગર સંકોચ-શ્રમે ફ્રડચો આવી જનો જોઇ પ્રત્યેક પ્રભાવશાળી ગુજરાતી વાંચકોના હ્રદયમાં તે પોતાને માટે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે એવો મને પાકો ભરોસો છે. ગ્રંથકાર ઇગ્રેજી વાંચનના જબરા અભ્યાસી હોવાથી, સઘળી જાતની સાવચેતીઓ રાખ્યા છતાં સ્વતઃ ભાવ કલ્પિત કલ્પનાઓને તેઓ વિદેશી છાંટણથી પુરેપુરી દુર રાખી શકયા નથી. છતાં જમનારની રૂચીને અનુસાર તેઓ પુરપાટ વાનીઓ પીરસી શકયા છે ને ટોકણીને પાત્ર નિવડતા બચી ગયા છે એ તેમના સુયશનું એક સ્મારક ચિન્હ છે. વાનગી રૂપે ગ્રંથમાંથી ઘણાં અલંકારબંધ વર્ણનો ચુંટી શકાય તેમ છે પણ તે દરેક પોતપોતાના પ્રસંગસિધ્ધ ઘાટમાં ખુશખુશાલ હાલત બક્ષતાં હોવાથી તેને તેનાં અંગોથી તોડીવછોડી જુદાં પાડી બતાવવાની હું ધૃષ્ટતા કરી શકતો નથી. માથા કરતાં મનોહર મોટું થઇ ગયાની બ્હીકે દોડતા મનોવેગ આપોઆપ અટકે છે. છેવટ હરકોઇ આ ગ્રંથની યાત્રાએ નિકળેલો પ્રવાશી એજ કહી શકે, કે ઇંગ્રેજી નૉવેલ સૃષ્ટિની તારવણી કરી જેમ **જૉન સબકે** સારાં સારાં સો નૉવેલોની અમૃતપ્રસાદી હસ્તામલકવત કરી આપી છે. તેમ કોઇ ગુજરાતી સાક્ષર કરવાને પ્રેરાય તો તેવી વાંટણીમાં **આ નૉવેલના કરતા મી૦ અરદેશર ખરશેદજી દેશાઇનાં સંખ્યાબંધ નાનાં મોટાં લખાણોમાંથી કેને કેને બાદ કરવાં, ને સ્વીકારવાં, તેને માટે તેને ઘણુંજ બ્હોળા વિચાર પ્રદેશમાં માથું મારવું પડે.** કહેવાનું ઘણું હોય ત્યાં પણ લખવાનું તો આટલુંજ હોઇ શકે. અનુકરણ કે છાયાશરણ વગરના કલમ વીચરણમાં આ કરતાં વિશેષ મેળવવાની આશા રાખીએ, એજ આપણી દોષિત દૃષ્ટિની ભુલભુલામણી છે. सुज्ञाकबहुना—

# સમર્પણ.

કોને કરૂં ? કોને કરૂં ? એવા ખ્યાલોમાં હતો, તેટલામાં
અમારા મામાજી શેઠ બેરામજી ફરામજી મોદીએ
અતિ મનપસંદ સૂચના કરી કે હિન્દી સ્ટેજના
હીરા, અમારા એક ભલા બુઝોર્ગ મિત્ર અને નામાં-
કીત રમુજી ખેલાડી

**મી૦ સોરાબજી ફરામજી ઓગરાને**

આ ચોપડી અમારે અર્પણ કરવી. હું તે અત્યુતમ
સૂચના અનુસાર આ પૂસ્તક એ નામાંકિત નટને
એઓની સ્ટેજ ઉપરની અતિ ફ-તેહ-
મંદ કાર્કિર્દિની અદના પીછાનમાં
અર્પણ કરૂં છું.

**કર્તા.**

મશહુર પારસી એકટર



મી. સોહરાબજી ફરામજી ઓગરા.

# કરણીનો ફેજ.

## પારસી સંસારી વારતા.

### પ્રકરણ પહેલું.

લેડી આઇમાય આઇબારાના સોહામણા મુખડાએ એક ધોએલી ચાદર જેવો ફીકાસ તે સ્નાનના સમાચાર સહમજતાંજ પકડયો. તેણીનાં ગાત્રે ગાત્ર તે દહેસ્તનાક ને સત્યાનાશીના ગજબનાક સમાચાર મળતાંજ ઢીલાં થઈ ગયાં. તેણીનો હર હમેશનો તોરવંતો દસ્સાદાર ચેહેરો એક પલકવારમાં તે દારૂન આફતની ખબર સુનતાંજ રૂની પુણી જેવો સુફેદ બની જઇ, દયા ઉપજાવવા જોગ હદ સુધીનો રડમસ ને દયામણો બની ગયો.

ખરેજ તે બહુજ, તેણીના બાબમાં, બુરૂં થયું હતું. સર શાપુરજી આઇબારા પોતાની બીસ્યાર એસ્કયામત ને પુંજીમાંથી પોતાની ધણીઆણીને છેકજ ઓવારનીવાર ને રદ બાતલ કરી ગયા હતા એ શું લેડી આઇબારા માટે થોડા ગજબ ને સીતમની વાત હતી?

"તમે શું એમ કહેવા માંગોછ કે મને કંઇજ મળનાર નથી—માહરા ધણી માહરૂં નામજ વીલમાં મુકતાં સદંતર વીસરી ગયાછ?" તેણીએ ધ્રુજતા હોઠો ને ધડકતાં જીગરે, પોતાના મરનાર ભરથારના સોલીસીટર મી૦ જૉન કેનનને સવાલ કર્યો.

"નહીં, છેકજ એમ તો નથી," તે ઘરડા ધારાના હીમાયતીએ ધીરેથી ને ધીમેથી જવાબ કર્યો, જાણે લેડી આઇબારાને કહી સહમજાવેલા સત્યાનાશીનાં સમાચારથી નાશીપાશી કે ક્રોધ જેવું કાંઇ પણ તેણીને નિપજ્યુંજ નહીં હોય, યા તો તેવું કંઇ નિપજવુંજ ન જોઇએ એવો કંઇ ઇરાદો મનમાં ધરાવવા જેટલી બધી બેપરવાઇથી તે ડોસો બોલ્યો, "તમારૂં નામ

મરનાર સર શાપુરજી કંઇ છેકજ એકદમ વીસરી તો ગયા નથી. તમને દર માસે રૂ. ૧૦૦ મળે એવી ગોઠવણું થએલી છે, મૅડમ!"

"શું ઉં ઉં?" લેડી આઇબારાનો ચેહેરો નાઉમેદી ખીજવાટ અને ગુસ્સાને મારે રાતો થઇ ગયો. તેણીની આંખોમાં ગુસ્સાનાજ અંગારા જળવા લાગા. "શું ઉં ઉં?" તેણીએ ફરીથી પાછું બાર મેલીને ને દાંતે દાંત પીસીને જાણુવા ઇચ્છયું, "સો રૂપરડી?"

"હાજી! રૂપ્યા સો!" મી૦ જૉન કેનને બેહદ ઠંડાઇથી સ્પષ્ટ સહમજાય તેવા અવાજે કહ્યું.

"અરે! એ તમે બોલોછ શું તેનું તમને કંઇ ભાન છે કે, મી૦ કેનન?" લેડી આઇમાય આઇબારાએ પોતાનો નાજુક ન્હાનો હાથ ટેબલ ઉપર ગુસ્સાથી અફાલીને જાણવા પુચ્છયું, "મહીને દહાડે હજારોનો ખરચ રાખનારીને માસીક સો રૂપરડી? એવી એક નજીવી ભીખારડી રકમ ઉપર હું માહરો નિર્વાહજ કેમ કરી શકીશ?"

જવાબમાં તે ઘરડા સોલીસીટરે પોતાનાં ખભાં અને ભવાં બેદરકાર કીસમે ચઢાવ્યાં.

"ત્યારે મીલકત ને રોકડ પુંજીનો મોટો હીસ્સો કોણુને ફાલે ગયોછ?" તેણીએ જરા વાર રહી પુછયું.

"તમારા ભાણેજ મી૦ બહમનજી બનાજીને!"

"કોણુને?" લેડી આઇબારાએ હવે વધતી અજાયબીથી ભવાં ચઢાવ્યાં. તેણીના એક બી ખામી વગરનાં નાજુક ગોરાં કપાળ ઉપર ગુસ્સાનો ચોલ્લો હવે ખુલ્લો પ્રગટી રહયો, "કોણુને, બૉમ બનાજીને?"

"હાજી! તેવણુનાં નામપર તમામ રોકડ પુંજી, ઉપરાંત આ 'લૉફ્તી લૉડજ' અને તેને લગતી તમામ જમીન, અંદેરી ખાતેની મોટી જાગીર અને પુના, માહબલેશ્વર, માથેરાન અને દેવલાલી ખાતેનાં બંગલાઓ પણુ છે!"

"ત્યારે માહરી કુંમીનાં નામપર શું છે?"

"મીસ કુંમી સંતોકના નામ ઉપર રૂપ્યા એકાવન છે," મી૦ જૉન કેનને ઉત્તર આપ્યો.

"અરે એ તમે બકોછ શું? કંઈ ગાંડા તો નથી થઇ ગયા? કંઇ શુદ્ધી તો નથી ગુમાવી બેઠા? એમ કદી હોય બી કે?"

"બાનું, એમજ છે," મી૦ કેનને પોતાના ગંજામાંથી એક લાંબુ પરબીડું ખેંચી કાઢી અંદરથી એક કાગળ બહાર કાઢતાં, જરા પણ દીલસોઝી તેણીની નીરાશીઓ તથા નાશીપાશીઓ તરફ બતાવ્યા વિના, કહ્યું. "આય વીલ જુવો, એ મરનારનું સોથી છેવટનું છે. તે સને ૧૯૦૯ માં થયલું છે. તેમાં તેવણે પોતાની તમામ એસ્કયામત અને માયાપુંજીના વારસ તરીકે પોતાના મોટા ભાણેજ મી૦ કાવસજી બનાજીને ગણેલા છે; ને તેની કજારજા બાદ પોતાના વારસ તરીકે પોતાના ન્હાના ભાણેજ મી૦ બહમનજી બનાજીને ઠેરવ્યા છે. અલબતાં તમે જાણોછ તેમ મી૦ કાવસજી પોતાની પાછલી જીંદગીમાં છેકજ રદ બાતલ બની ગયા હતા, અને સદંતર નમોજી જીંદગી ગુજારતા થઇ જવાને લીધે તેવણને મરનાર સર શાપુરજીએ પોતાના ઘરમાંથી હાંકી મેલ્યા હતા; તેને કાઢી મુકયા પછી મી૦ કાવસજી પોતે બ્રાઝીલ તરફ ચાલી ગયા હતા, અને ત્યાંથી પણ ખબર આવતી હતી તે મુજબ તેવણ એક ઘણીજ રખડેલ ને બદચલણ જીંદગીએ ત્યાં બી વખત બશર કરતા હતા. બહેસ્તી સર શાપુરજી એ માટે મનમાં બહુજ મુંજાતા ને બલાપો કરતા, તેમજ પોતાના ભાણેજની આવી લ્યાનતી જીંદગી માટે તેને ખરા મનથી ધીક્કારતા થયા હતા, અને છેવટે બ્રાઝીલ ખાતેના પોતાના ભાણેજના હદ બહારના કુકર્મોની વીગત જ્યારે તેઓને ઉપરા સાપરી કાને આવી ત્યારે તેવણે તેને પોતાના વારસા હીસ્સામાંથી બાતલ કરવાનો મનસુબો કર્યો; અને મરનાર તેમ કરવાની તૈયારીમાં હતા નેટલાં બ્રાઝીલથી ખબર આવી કે તેવણનાં ભાણેજ કાવસજી ત્યાંના એક પીઠાંમાં છાકટ બની ત્યાંના એક પોતાનાં જેવાજ લોફર સાથ કજીયો કરી ઉઠી, તે ઉપરથી હાથોહાથ થઇ જઇ, અંતે તેની સાથ 'ડયુએલ' રમવા જેટલી પ્રાણઘાતક હદ સુધીની હોજાતોજીમાં ઉતરી પડયા હતા, અને પરીણામમાં પીસ્તોલબાજીમાં પોતાના હરીફને હાથે તત્કાળ માર્યા ગયા હતા. આ ખબર આવ્યા પછી મરનાર સર શાપુરજીએ વીલ ફેરવવાનો વિચાર માંડી વાલ્યો, કેમકે કરેલાં વીલ મુજબજ મી૦ કાવસજીની કજારજા બાદ મી૦ બહમનજી વારસ છે, અને ખુદા ના ખાસ્તા એવણની કજારજા બાદ મરનાર સર શાપુરજીના વારસ તમારા આગલા વર્નાં બેટી મીસ કુંમી સંતોક છે."

એક પલ, ફક્ત એક પલ લેડી આઇઆરાની આંખોમાં છુપી ખુશાલી ચમકી રહી, પણ બીજીજ પલે પોતાને થયલા વિચારનાં બેહુદાપણાંનું ભાન થતાંજ તે ચેહેરામાં ઝનુન ને દ્વેષથી વધુ લાલ બની. તેણીની બેટીને એમ તો છેકજ વીસારી દેવામાં આવી નહતી; બૅામની કબરજા બાદ તેણીના મરનાર લક્ષાપતી ભરથારની તમામ બહોલી મીલકતો ને હજારોની મોટી આવકોની તેણી એકલી વારસ હતી, એ વિચાર થતાં તેણીના જીગરમાં એક પલ આનંદ પ્રગટી રહ્યો, પણ માત્ર એકજ પલ—અને બીજીજ પલે તો તે તમામ પલટી ગયો. તે લાખ્ખોની કીંમતી અને હજારોની આવક ઉપજાવનારી જબરદસ્ત માલ મીલકતોના ધણી, આજે તો શું પણ વરસો પછી પણ બનવાનો એકકે લાગ તેણીની બેટી કુંમીને ભાગ્યેજ હતો, કેમકે બૅામ બનાજી સાજો તાજો રાતો માતો તંદરોસ્ત જવાંન હતો!

તેથી, તે હસદથી વધુ તિવ્ર બની. એમ પોતે ને પોતાની બેટી છેકજ ઓવારનીવાર ને રદ બાતલ થઇ જાય એ તેણીને માટે હદથી જ્યાદા પોતાના ધણીનો જુલાકી જુલ્મ જેવું હતું. એવી આશા તો તેણીએ સ્વપ્ને પણ રાખી ન હતી. એટલી હદ સુધીનું બુરૂં બનવાની તેણે મુતલગ વકીજ રાખી ન હતી. વરસોના અથાતથા થઇ રહેલા પોતાના અપંગ પણ લક્ષાપતી ખાવીંદ તેણીના નામપર અને તેણીની પ્રાણ પ્યારી બેટી કુંમીના નામપર એક અસાધારણ મોટી રકમ જરૂરજ, કંઇ નહી તો તમામ બહોળી એસકયામતના વારસ કરી જવા કરતાં કરી જશે એમ તેણીને તો પુરી ખાતરી હતી.

અને એ બધી ખ્યાલી ખાતરીઓજ તો બધી આફતોનું મુળ હતું! અને આફતો બી તે કયાં જેવી તેવી આફતો હતી? હસદ, ગુસ્સા, નાશીપાશી અને નાઉમેદીથી સરબસર દેમાગ ગુમાવી બેઠેલી તે ઓરતે હવે જોયું કે આફતો કાંઇ તેણીનાં એમ વારસા હિસ્સામાથી રદ બાતલ થવામાંજ આવીને અટકી જતી નહીં હતી; કારણ તે સ્થાને પણ ઓર દારૂન ગજબ ને સીતમ તેણીની સાંમે મોજુદ હતો—અને તે તેણીનું ભારે કરજ હતું!

પોતાના અપંગ ભરથારની અથાતથા ચાલતી બીમાર હાલત ઉપરથી તેં હવે જીવી જીવીને કેટલું જીવશે એ ખ્યાલથી, અને મરશે તો જે મોટી દોલતનો વારસો તેણીને મળવાની દીલાવર અને મુસ્તકીમ ઉમીદો તેણી ધરાવતી હતી, તે મોટી ઉમીદોની પગભર મુસ્તાકીઓપર તેણીએ પોતાનો

ખરચ હદ બહારનો લખલુટ ને બેઅંદાજ રાખ્યો હતો; અને પરીણામમાં એક મોટી રકમ તેણીને પોતાના પતી તરફથી દર માસે માસિક ખરચ તરીકે મળવા છતાં, તે સ્થાને પણ વધુ બારે ને મોટા ખરચો તેણીએ રાખ્યા હતા. અને એ તો તેણીની એક મોટી ખામી ને દુરગુણ હતો કે જેને મરનાર સર શાપુરજીને તેણીના તરફ એટલા દીલે બેકદર ને સીનાના સંગદીલ બનાવી મૂકયા હતા.

મરનાર રૂ. ૫૦૦ જેવી મોટી રકમ પોતાની ધણીયાણીને પોકેટ અલવન્સ તરીકે દર માસે નિયમિત આપતા હતા પણ લેડી આઇમાય આઇબારા તો તે પાદશાહી રકમથી ધરાતાં નહી હતાં. તે તો હજી તે બાઇજી સાહેબને ઓછી પડતી હતી. તેવણના ખરચો તો બીસ્યાર બાદશાહી ને સુલતાની હતા; અને તે બેઅંદાજ ખરચોને પુગી વળવા, પોતાની મોટી મોટી ઉમીદોને બર લાવવા તેવણ વધુ ને વધુ મેળવવાનું દબાણ મરનાર સર શાપુરજી ઉપર ચાલુ કરતાં રહયાં હતાં; જેનું પરિણામ એ આવ્યું કે સર શાપુરજીનું દીલ તેણીપરથી તમામ ઉડી ગયું; તેવણનો સઘળો ચાહ ને મોહબત હડહડતા ધીકકારમાં છેલ્લે છેલ્લે બદલાઇ ગયો, અને તેમા તેવણની જરાએ કસુર ન હતી.

મરનાર સર શાપુરજી એક જગપ્રસિદ્ધ સાયન્ટીસ્ટ હતા. મુખ્યત્વે કરી કેમકીલ પરૉડકટસોની અંદર તેવણ એક એક્ષપર્ટ અને બીનહરીફ વિદ્વતા ધરાવતા આખી દુન્યામાં ગણાતા હતા. એ બીકટ વિષયને લગતી ઘણીજ અગતની ને મહત્વભરી શોધખોળો તેવણે ચલાવી જાહેરમાં મુકી હતી; અને તે મહાન કામયાબ નિવડી હતી. તેવણની વિખ્યાતી તે શોધખોળોના પરીણામમાં જગ જાહેર બની ગઇ હતી. પુર્વ અને પશ્ચિમમાં એક મતે સર્વે સ્થળે સ્વિકાર થતો હતો કે સર શાપુરજીની એ બાબતની વિદ્વતા ખરેજ મહાન હતી. એ વિદ્વતાભરી અને ભારે અગત્ય ધરાવનારી શોધખોળોના પ્રતાપે તો તેઓ સર નાઇટનું અનુપમ માન સરકાર તરફથી ખાટયા હતા; અને મોટું ધન એકઠું કર્યું હતું. પોતાની નવી નવી શોધોના પરીણામો તેઓ આ દેશના અને કોન્ટીનંટ ઉપરના જગવિખ્યાત કેમીસ્ટો અને દગીસ્ટોને લાખોની મોંઘી ને મોટી કીંમતે વેચતા હતા, અને તે કુશળ હિન્દી વિદ્વાનની ભારે મહત્વ ધરાવનારી નવા પ્રદાર્થો, દવાઓ, અને જુદી જુદી કીસમની કેમીકલ મેળવણીઓ, તથા ઇલાજો મેળવવાને અને પોતાની

કંપનીમાંથી તે માટેનો એકલો ઇજારો મેળવી બહાર પાડવાને દુન્યાના મોટા મોટા કેમીસ્ટો અને દગીસ્ટો વચ્ચે એક તંદરોસ્ત અને મજબુત હરીફાઇ ચાલતી હતી.

પણ એ ઉપયોગી અને ઉદ્યોગી જીંદગી જનસમાજના લાભાર્થે હજી તો કંઇ વધુને વધુ પગભર કરી બતલાવે તે પેહલાં એક કમનશીબ અકસ્માતે તેના ઉપયોગીપણાનો અંત આણ્યો. એક દિવસ એક બીકટ એક્ષપેરીમેંટ, પોતાના પેદર રોડ ઉપર આવેલા બંગલા લૉફ્ની લૉડજમાંની લેબોરેટરીમાં કરતાં એક ચોકકસ જલ્લદ પ્રવાહીથી ભરેલી ટેસ્ટ ટયુબ સર શાપુરજી એક બનસન બરનર ઉપર ઉકાળતા હતા, તેટલાં બદ ચોઘડીએ એક મોટા ધડાકા સાથ તે ટેસ્ટ ટયુબ ફાટી અને તેમાંની ઉકળતી જલ્લદ પ્રવાહી ઉછાલો ખાઇને તેવણની આંખમાં પડી અને તે ઘડીથી સર શાપુરજી પોતાની આંખોનું અમુલ્ય રત્ન સદાનું ગુમાવી બેઠા. અને એવી રીતે એક કમનશીબ અકસમાતના જાલમ પરીણામમાં એક ખરી હીનાથી જીંદગીની ઉમીદોનો નાશ થયો.

પણ એ મોટા ખુદરતી સીતમથી કંઇ સર શાપુરજી હારી બેઠા નહીં. આંખ જેવું બેમુલ ગૌહર ગુમાવ્યા છતાં તેવણે પોતાની સ્ટડી ચાલુજ રાખી. પોતાના ભાણેજ બૉમ, કે જે એક બી. એ., બી. એસસી., હતો, અને જેને પણ સાયન્સ તરફ જબરો ચાહ હતો, અને પોતાના પ્રખ્યાત મામાના હાથ હેઠળ તે વરસો વેર કેળવાયલો હતો, તેની મદદ સાથ તેવણે પોતાની શોધ ખોલો પુરેપુરી નહીં તો થોડાં ઘણાં પ્રમાણમાં પણ ચાલુ રાખી. પોતાની અપંગ હાલતને લીધે નવા નવા પ્રયોગો હવે તેવણ કરવા બેશક અશકત બની ગયા હતા; પણ છતાં બી નવી નવી ચોપડીઓ સાયન્સના જુદા જુદા અઘરા વિષયો પર બહાર પાડવા લાગ્યા; અને એ રીતે પોતાની અશક્ત હાલત છતાં પણ પોતાની ઉદયોગી જીંદગીને ઉપયોગી બનાવતા રહ્યા. અને તેવણનાં એ પાછલાં કામમાં તેવણની એક દુરની સગાની છોકરી મીસ ફ્રેની કામા—તેવણની પ્રાઇવેટ સેક્રેટરી કીંમતી મદદગાર થઇ પડી હતી.

મીસ ફ્રેની કામા તે બુઢા અપંગ સર નાઇટની તેવણની પાછલી જીંદગીમાં એક મોટી દીલશોઝ મદદગાર ને ખરી ખેરખાહ થઇ પડી હતી. મરનારની માવજતમાં સારો દિવસ રહિ, તેવણના પડયા બોલો ઉપાડી, તેવણ

જે બોલે યા લખાવે તે લખી નોંધી લઇ, તેવણુની બીજી પણ દરેક ઘરગતુ જરૂરયાતો પર ઘણુંજ બારીકાઇથી ધ્યાન આપી, તેણી તેવણુની બેહદ માનીતી બની ગઇ હતી, અને બુઢા સર શાપુરજીનો બી એ ફ્રેની ફ્રામા ઉપર, એ તેણીની તેવણુ માટેની હદ બહારની કાળજી, દેખરેખ ને હિફાજત માટે, ઘણો ચાહ હતો. તેવણે તેણીને એક મોટો માસિક મુસારો આપી પોતાના બંગલામાંજ દરેક સુખ સગવડમાં રાખી હતી; અને જો ઘરડા સર શાપુરજીની પાછળની જીંદગીનાં થોડાં ઘણાં બી દિવસો જો સારા ને સુખ કરારમાં ગયા હોય તો તે તમામે તમામ મીસ ફ્રેની કામાની ખંતીલી મહેનત ને કાલજીના પ્રતાપેજ હતા.

તેવણુના ધણીયાણી યા તો બેટી (કે જે આઇમાયના આગલા વરને પેટની હતી) તે બન્નેને સર શાપુરજી મરતા હતા યા જીવતા હતા તેની ભલ દરકાર હતી. તે બન્ને સ્વાર્થી મા બેટીઓને સર શાપુરજીની એક કગરસ બાર પણુ ફીકર કે કાળજી નહીં હતી. સ્વાર્થમાં મરી રહેલી, ને પોતાનું ને પોતાનુંજ હીત હર વખત હૈડે ધરનારી તે લોભી મહીલાઓને સર શાપુરજીની પરવાહ હોયજ શાંની?

તે લોભી અભિલાષાઓની ભરેલી લુચ્ચી ઓરતની તમામ ઉમીદ સર શાપુરજી સાથ બીજ વર કરી આવવામાં તેવણુના ખેતાબની ભાગીદાર બનવાની અને તેવણુની લખ્ખોની દોલત ને માલમીલકતોની ચહેલ મહેલની શેઠાણી થવાનીજ હતી.

લેશ ભાર પણુ પ્યાર બુઢા સર શાપુરજી માટે તેણીને ન હતો; જો કે સર શાપુરજી તો તેણીની ખુબસુરતીથી આંધળા બની જઇ, પગથી માથાં સુધી પ્યારમાં પડી જઇનેજ તેણી સાથ વરયા હતા; અને પરણીને ગરીબ બિચારા ફસ્યા-વેચાયા હતા! પરણ્યા પછી ટુંક અરસામાં તેવણે પોતાની ભૂલ જોઇ લીધી. એક કેવી બાંગડ ને નાલાયક ઓરતના-તેવણુ તેણીની બહારની ખુબસુરતીથી અંજાઇ જઇ-બસમાં પડયા હતા તે થોડુંકમાંજ તેવણે જોઈ લીધું.

અને જેવી માદર તેવીજ દુખ્તર હતી. માયનું દરેક બાબતમાં જાણે બીજુ સ્વરૂપ હતું. ખામી માત્ર એટલીજ કે તે પોતાની માતા જેવી સ્વરૂપવાન ન હતી; પણુ ખવાસ, ચાલચલન ને બીજી બધી રીતની સાનસોગતમાં તો બસ તે માતાનો તે બેટી બીજો અવતાર હતી.

માય જેવીજ તુંમાખી, અદેખી, લોભી હસદથી ભરેલી અને પોતાનુંજ જોનારી સ્વાર્થી અભિલાષોથી ઉભરપુર ભરપુર હતી; અને ધરડા સર શાપુરજીને તે તેણીની માતાની માફકજ બીલકુલ નહીં ગમતી બની ગઇ હતી.

શાપુરજીના અચાનક અપંગ બનવા પછી પણ તે નિર્દય મા બેટીઓએ પોતાની અભાવી ને તીરસ્કારી કાઢવા જોગ વર્તણુંકમાં કશો બી ફરક પડવા દીધો નહી હતો. બુઢાજી પોતાના ઓરડામાં કેમ રહેતા હતા, રીબતા હતા કે મરતા હતા, તેની દરકાર કે અરે તે બન્ને સંગદીલ મા બેટીઓને એક જરાક બી નહીં હતી. પણ તેઓની એ શરમભરેલી હદ સુધીની બેપરવાહ વર્તણુક એટલામાંજ આવીને અટકી નહીં હતી. છેલ્લે છેલ્લે તો તેઓએ હદ કરી હતી. મરનાર સર શાપુરજી જે વાર છેલ્લા ઘણાં બીમાર થઇ ગયા હતા તે વખતે તે બન્ને મા બેટીઓ દારજીલીંગ તરફ ફરવા ગયાં હતાં. બૅામે તેઓને પાછું આવવા, શાપુરજીની તબીઅત વધુ નરમ ચાલતી હોવાથી, અનેકવાર લખ્યું હતું, પણ દારજીલીંગની શીતલ ટેકરી ઉપર મોજમજાહમાં મહાલતી તે બળાઓને સર શાપુરજીની નરમ તબીઅતની યા તેની પોતાની પણ ભલ ચીંતા હતી !

બૅામના, સર શાપુરજીની નરમ તબીયત માટે ચાલુ આવતાં પત્રોનો જવાબ પણ કરવાની ફુરસદ તે કરપીણુ મા બેટીઓને ભાગ્યેજ હતી. અંતે સર શાપુરજીની તબીઅત વધુ લથડતાં બૅામે તેઓને તુરત નીકળી પડવાનો તાર કર્યો; પણ તે પણ બહેરાં કાનો ઉપરજ જઇને પડયો. તેઓની આંખની પાપણુ બી તે ખબરથી ફડકી નહીં. તેઓ પોતાની મોજ મજાહમાં એટલાં તો લીન બની ગયાં હતાં કે તે છોડી તેઓને મુંબઈ શાપુરજીની ઉઠવેઠ ને સારવાર કરવા જવાજ કેમ ગમે? તેથી તેઓ દારજી· લીંગમાંજ પડી રહ્યાં. કેવી બેકદર કર્પીણુ કહાઆઓ ? કેવી દયાહીણુ નાતરસ દદાઓ ? અંતે તેઓની એ મોજ મજાહનો ફરજયાત અંત આણવા સર શાપુરજીના મરણુનો તાર બૅામ તરફનો તેઓને એકાએક મળ્યો. અને ત્યારેજ તેઓ પોતાના દીલના ડંખથી ચમકયાં; અને તુરત મુંબઈ આવવા નીકળી પડયાં.

અને એ સઘળાં પછી જો સર શાપુરજીએ તે બન્નેને પોતાના વારસાના હીસ્સામાંથી રદબાતલ કર્યાં હોય તો તેમાં શી નવાઇ છે ?

"મી૰ કેનન ?" જરા વિચારમાં થોભીને લેડી આઇગારાએ તે બુઢા ધારાના હીમાયતી તરફ જોઈ સવાલ નાંખ્યો.

"કેમ ?"

"એ શું માહરા મરનાર પતીની હદ બહારની સખ્તાઇ ને જુલ્માત જેવું નથી કે એમ મને છેકજ તેઓ પોતા પાછળ રવડાવી ગયા. પોતે મુવા તો મુવા પણ મને બી સાથોસાથ મારી ગયા !"

સોલીસીટર મી૰ કેનને તે પ્રશ્નનો ઉત્તર કર્યો નહીં. તે ઉત્તર તે બી શું કરે ? તેણીની પોતાના ધણી પ્રત્યેની અભાવી ને નાપસંદ કરવા જોગ—બલકે ધીક્કારી કાઢવા જોગ કુકર્મી વર્તણુંકથી તે પુરતો માહેર હતો. મરનાર સૂર શાપુરજીના માત્ર ધારાનાં સલ્લાહકાર ઉપરાંત તેવણનો તે એક દિલશોઝ મિત્ર હતો. અને મરનારે પોતાની પત્ની અને બેટીની નાલાયક ચાલો માટે એક વાર નહીં પણ અનેકવાર તેની આગળ પોતાના દીલનો બેહદ ગમ અને બલાપો જાહેર કર્યો હતો. તેઓની તે ન છાજતી વર્તણુંક વિષે તે જ્યારે ત્યારે તેની આગળ બબ્બાજ્યો હતો. એટલે એ બધું જાણ્યા ને કેટલેક દરજ્જે પોતે જાતે જોયા પછી તે ઘરડો સોલીસીટર લેડી આઇબારાના સવાલનો તે જવાબ તે બી શું દીએ ?

તેનું તો મન ટપુટપુ થતું હતું કે હમણાંજ તે ચપક દેતું કે રોકડુંજ પરખાવી દે કે મરનાર તેમ કરવામાં તદ્દનજ વાજબી હતા; અને તેણીને તેમ થવે થયલી શીક્ષા બીલકુલજ યોગ્ય ને ઘટતી હતી. પણ તે ભલા ટોપીવાલાએ એવું કશું બોલીને પણ વધુ દુ:ખપર ડહામ દેવામાં ડહાપણ વિચાર્યું નહીં, અને તેથી, તે ચુપજ ગગડો રહયો.

"મને લાગેછ કે સૌથી મોટો ગેરઇન્સાફ તો વીલમાં એક બીજાને થયોછ," જરાવાર ખામોશ બેસી રહી મી૰ જૉન કેનન બોલ્યો.

"કોણને ?"કંઇક આતુરતાથી આઇમાઇ બોલી ઉઠયાં; તેવણે ધાર્યું કે તે કુમી માટે બોલતો હશે, અને તે સબબથીજ તેવણે બેહદ જીજ્ઞાસાથી પુછયું.

"મીસ કેની કામાને !"

"કાંય ? વરી એ મુઇને ગેરઇન્સાફ તે શું થયો ?" આઇમાય પોતાની ધારણામાં નામુરાદ થઈ જવાથી, જરા ખીજવાયલા અવાજે ચીંચવાયાં.

"એનું નામ વીલમાં બીલકુલ દેવામાં આવ્યું નથી, એ ઘણે દરજ્જે નાશીપાશીભર્યું તેણી માટે છે. મીસ ફ્રેનીએ છેલ્લાં પાંચ વરસ થયાં મરનારની એવી તો કાળજી અને જતનથી માવજત ને ઉઠવેઠ કરી છે, કે એક સારી જેવી રકમ તેણીનાં નામપર કરી જવી મરનારને ઘટારત હતી. મરનારનો બી તેમ કરવાનો વિચાર તો હતો, પણ આજે કરૂં કાલે કરૂં એમ કરતાં રહી ગયું. ભલા માણુસને વીલ બનાવવાનોજ જબરો વહેમ હતો. તેવણ એમજ સમજતા હતા કે વીલ કરવાથી મોહોત વધારે નજદીક આવે છે. કેવો વિચિત્ર વહેમ એવા એક શીખેલા ભણેલા ને વિદ્વાન માણુસને વાસ્તે ?"

પણ લેડી આઇમાયના પેટમાં તો તે સમજી ગુસ્સાનો દરિયાવ ઉછલતો હતો. ફ્રેની કામા સામે તો તેવણુને જબરો કાર હતો. તે આવ્યા પછી અને સર શાપુરજીની સારવાર ને હેક્ષજતમાં ખંતીલી દેખરેખ તેની થયા પછી, સર શાપુરજી ઘણે મોટે દરજ્જે આઇમાય કે કુંમીના પર આધાર રાખવાથી અલગા થયા હતા; એટલે તે બરડા સર નાઇટ પણ પોતાની બૈરી કે બેટીની ઘણી દરકાર કે તુંભા રાખતા ત્યાર પછી જણાયા નહીં હતા. ફ્રેની કામામાં તેવણુને એક એવી તો તેવણ ઉપર પીતાતુલ્ય હેતથી વીહીલી પડતી તાબેદાર દીલશોઝ બેટી મળી ગઈ હતી કે તેવણુને હવે વધુ વાર તે તુમાખી ને ઉપકાર કરી તેમની માવજત કરવાના દેખાવો કરતી તે તુંડ બૈરી અને બેટીની જરા પણ દરકાર રહી ન હતી. અને તે (ફ્રેની કામા) એમ શાપુરજીની વાહાલી ને માનીતી થઇ બેઠી હતી, અને તેને લીધે સર શાપુરજી તે બન્ને મા બેટીઓની જરા પણ દાદ કે દરકાર ન લેતા યા રાખતા થયા હતા, તેથી તે બન્ને મા બેટીઓ ફ્રેનીની બેહદ અદેખી બની હતી, અને તે સબબસર તેણી માટે કદરના ને દયાના સખુનો મી૦ કેનનને લાગણીથી બોલતાં સહમજી આઇમાયને આડાં ને ઉભાં આવ્યાં.

"મરનાર એને મોટી રકમનો પગાર જાંહસ્તા હતા, તે શું થોડો હતો કે હવે તેવણ વળી વધુ કાંઇ એના નામપર કરી જાય ?" તેણીએ હદ વગરના કડવાસથી કહ્યું.

"હશે! મને જે લાગ્યું તે મેં તો કહ્યું !" મી૦ કેનન ઉઠતાં બોલ્યા, "લેડી આઇબારા હવે હું તમારી રજા ચાહુંછ, કેમકે મને મી૦ બહમનજીને મળવું છે! બીજું કંઇ તમારે પુછવુંછ યા કહેવુંછ ?"

"હા! માહરૂં રહેવાનું શું? તે માટે કંઇ વીલમાં છે કે?" લેડી આઇબારાએ સવાલ મુકયો.

"તે માટે એક શબ્દ પણ વીલમાં નથી!"

"ત્યારે શું મને આય 'લૉફ્ની લૉડજ' છોડી જવો પડશે?" સખ્ત નાશીપાશી ને ખીજવાટથી પોતાના હોડો જોરમાં કરડી તેણી બોલી.

"બેશક! જો મી૰ બહમનજી તેમ ચાહશે તો! પણ હું નથી ધારતો કે મી૰ બહમનજી તેમ કરે! તેવણ ઘણાં ઉદાર ને ભલા છે; ને તેવણને હું સારી રવેસે ઓળખું છ તે પરથી કહેવાને શકિતવાન છું કે તેવણ એમ કદી કરશે નહીં, પણ ઉલટું તમો મા બેટીઓને દરેક સગવડ કરી આપશે!"

"ખુદા માહરા વરનું બી શું—" તે કંઈ ઘણોજ આડો શબ્દ ઝટ કરતી કે બોલી દેવા જતી હતી પણ તેમ કરતાં તે તુરત પોતાની જબાન પર કાબુ રાખી અટકી ગઇ, "ભલું કરશે? અમને કેવી અગવડ ને અડચણ ભરી મુશ્કેલ મુશીબતોમાં એવણે છેકજ બેકદર રીતે ઉતારયાંછ!"

"તે બધું ખરૂં. પણ તેમાં મરનારની જરા બી કસુર નથી!" મી૰ કેનન બારણાં તરફ જતાં બોલ્યો.

"તો કોણનો છે?"

"તમારો ને તમારી બેટીનો ખુદ પોતાનો!" તે બોલ્યો; અને તુરત બારણું ખોલી ને રૂમમાંથી બહાર નીકળી પડયો!

## પ્રકરણ બીજું.

બેશક તે એક જીગર તોડ નાશીપાશી હતી. લાખ્ખોના સર નાઇટ ધણીની ધણિયાણી તરીકે સેંકડો બલકે હજારોનો બાદશાહી ખર્ચ ચાલુ નિભાવી, પોતાનો દમામ ને વકકર બીજાઓમાં બતાવવા સદા તત્પર રહેતી લેડી આઇબારા માટે તે ખરેજ એક જબરદસ્ત હીણપરતીજ હતી.

માસિક રૂ. ૧૦૦! અરે સો રૂપરડી! લેડી આઇબારાના નાકનું ટીચકું તે તુચ્છ રકમનું નામ સમજતાંજ આસમાનસે ચઢી જતું હતું. એવી સો

રૂપરડી તો તેણીના માસિક ટોઈલેટ ખર્ચમાં પણ નહીં ચાલે તેમ હતુ, તો બીજી મોજમજાહો ને ફેશનની ફીશયારીઓની તો વાતજ શું કરવી ?

તેણીએ પોતાના નાજુક હોઠો ભારે ક્રોધ અને અદેખાઈનાં આંધળાં ઝનુનથી તેમાંથી લોહી ઝરતું થયું ત્યાં સુધી પોતાના દાંતો વચ્ચે પીસી મુકયા.

"મરે એ મુવો મરતો," તેણી સુમાર વિનાના ઝનુન ને ખીજવાટથી બબડી અને જે નાજુક આર્મચેરમાં તે બેઠી હતી, તેની નરમ ગાદીઓપર અઢેલાઇ, આંખ વીંચી તેણી વિચારમાં પડી.

લગભગ ચાળીસની ઉપરની ઉમ્મરની પણ દેખાવમાં ભાગ્યેજ ત્રીસ જેવી દીસતી લેડી આઇબારા હતી. સીધ્ધી સરોવર જેવી ઉંચી; તંદરોસ્ત બાંધાની, મોહક દેખાવની, ને ગોરી દુધ જેવી પણ જરીક રતાશનો ભાશ ધરાવતી ચામડીની તે અજબ જેવી રૂપસુન્દર હતી. તેણીની મોટી કાળી આંખો, લાંબુ અણયાળું નાક, દાડમની કળી જેવા શુધ્ધ સુફેદ દાંતો, અને કાળા ચળકતા બાલોનાં ભરાવદાર માથાં સાથ તેની ખુબસુરતી ઓર બી મનપસંદ ને જોવાજોગ હદ સુધીની દીલજીત થઇ પડતી હતી. પણ તેણી જેમ તનની સુન્દરતા ધરાવતી હતી, તેમ કમનશીબે મનની ન હતી. તેણીનો ખવાસ હલકો, અદેખો, સ્વાર્થી. અને કોઇનું બી ભલું ન દેખી શકે તેવો મહા બુરો હતો.

તેણી કોણ હતી, કોણની બેટી હતી, કયાં ખાનદાનમાં જન્મી હતી, તે તો કોઇજ જાણતું ન હોતું. મુંબાઇમાં તેણી એક શાપુરજી સંતોક નામના એક મધ્યમ સ્થિતિના વેપારીની બૈરી તરીકે જણાયલી હતી; પણ તેની અગાઉ તેણી કોણ હતી, કયાંની રહેવાશી હતી, અને કયાંથી આવી હતી, તે તો માત્ર તેણીજ જાણતી હતી.

પોતાના પહેલાં ધણીના મરણ પછી, તેની મળેલી જરારતી પુંજી ઉપર ને પોતાની કુદરતી ખુબસુરતીની ઉપર મદાર બાંધી તેણીએ યાહોમ એક નવીજ જીંદગીમાં ઝંપલાવ્યું હતું. પોતાની આગલી મધ્યમ સ્થિતિમાંથી એક નવીજ પ્રકારની જીંદગીમાં તેણીએ યાહોમ હોમાવ્યું. પોતાના અસલ ધણીનું સાદું માદું ઘર ખાલી કરી તેણી જરા ઠાઠમાઠથી, પોતાની નહાની બેટી કુંમી સાથ લેમીંગટન રોડ ઉપરની એક ભપકાદાર બીલ્ડીંગમાં જરીક વટમાંજ આવી રહી હતી, અને મોટાં મોટયાંરાંઓ વચ્ચે ભેલાવાનું શુરૂ કર્યું હતું.

એ જાતની જીંદગી પોતાના ભરથારની મળેલી ટુંક પુંજીમાંથી તે લાંબો વખત નિભાવી શકે એમ બીલકુલજ સંભવીત નહીં હતું, તે તેણી સારી રવેસે જાણતી હતી. મગર તે પાવરધી ઓરત કંઇ ઘણી મોટી ગણત્રીથી કામ લઇ એ નવી ખરચાલુ જીંદગીમાં જીપલાવી આવી હતી. પોતાની ખુબસુરતીના આકરશણ ઉપર પગભર મુસ્તાકીઓ ધરાવી તેણીએ એમ યાહોમ જીંપલાવવાની જબરી હામ ભીડી હતી; અને તેણીના તકદીરે બી કાંઇ અસાધારણ જોર કર્યું.

જાણીના પારસી સાયનટીસ્ટ સર શાપુરજી આઇબારા, જેવણ તે વાર તુરતનાંજ સર નાઇટ થયલા હતા, અને એક 'કનફ્રમર્ડ બેચલર' માં ખપતા હતા; અને તેવણને ફસાવવા માટે મોટે મોટે ઘરે જબરાં છટકાં મંડાતાં હતાં: કંઇ દજનબંધ માતાઓ પોતાની નઓજવાંન દહાડેવારેની દુકતીઓને તેની સાથ ગોઠવી દેવા માટે લાખ જાતનાં વલખાંઓ મારતી ફરતી હતી; કુંડીબંધ જવાંન પરીસુરત પારસણો તે ગબ્બર શીકારને પોતાના નાંજોઅદા ને નખરાંથી સપડાવવા શીકારીઓ બની હતી; તેવણ સાથ એક દિવસે ગીસીસ વહાડયાને ત્યાંની એક ન્હાની પાર્ટીમાં તેણીને ઓળખાણ થઇ; અને પેહેલી મુલાકાતમાંજ સર શાપુરજી આઇમાયની મોહક ખુબસુરતીના ભોગ થઇ પડયા. "માહરે લાયકની કોઇ છોકરીજ નથી" એમ મુછપર તાવ દેતા તે ચીકાસદાર સાયનટીસ્ટ આઇમાય સંતોકની તે દીલ આકર્શક મધુર મોહી-નીથી અંજાઇ ગયા, અને તે મુલાકાત પછી બહુજ ટુંક અરસામાં તેણી સાથ શાદીની ગાંઠથી એક થયા!

તેઓની પરણેલી જીંદગી કેવી નિવડી તે આપણે ઉપર સવિસ્તાર વાંચી આવ્યા છીએ; એટલે તે ઉપર વધુ મુજાહેમત કરવાની અમો જરૂર જોતા નથી. એટલુંજ કહેવું પુરતું થઇ પડશે કે સર શાપુરજી સાથની તેણીની ૧૫ વરસની પરણી જીંદગી દરમ્યાન વર્ષે ભાગ્યે એક અઠવાડયું એવું પુરૂ પાધરૂં કોઇ કદાચજ ગયું હશે કે જે અઠવાડયામાં સર શાપુરજી પોતાની મોહરદારથી કોઇ પણ બાબતમાં, સાતો દિવસ પુરા રાજી થયા હોય.

અને એટલી હદ સુધીનું અતેરૂં તે બેકદર ને બેદરકાર ઓરતે—એવી સ્વાર્થી અને રદબાતલ ઓરત માટે ધણયાણી જેવો એક માનભર્યો શબ્દ વાપરવાનું બી અમો નામુનાસેબ ધાર્યે છીએ!—કર્યા પછી મરનાર સર

શાપુરજી હાલ જે તેવણે કર્યું હતું તેથી કંઇ જુદુંજ ને ઉલટું કરી જાય એમ માનવું કે ધારવુંજ બેવકુફીભર્યું ને બેહુદું છે !

લેડી આઇબારા વિચારમાં ગીરફતાર બની બેઠી હતી; અને તે વિચારો કેવા હશે તે તો લખવા કરતાં વિચારી લેવુંજ વધારે ઠીક થઈ પડશે. તેણીના કપાળ ઉપર ચઢેલી ગુસ્સા ને ઉંડા દર્બોદ્દત દરશાવનારી ન્હાની નાજુક કરચલીઓ અને અંગારા માફક ચમકારા મારતી તેણીની કાળી ભમ્મર આંખો પરથી તેણીના વિચારો કેવા નાશીપાશી, નાઉમેદી, અદેખાઈ, ગુસ્સા અને એવીજ બીજી બુરી લાગણીઓથી ભરેલા હતા તે પ્રદર્શીત થતું હતું.

પણ તેના તે ખ્યાલોનાં ખાબમાં તેટલાંમાં ખલલ પડી. તે રૂમની અંદર હલવેથી બારણું ઠોકી જવાબ ન મળતે, એક ત્રેવીસ ચોવીસ વર્ષની અતી સ્વરૂપવાન છોકરી અંદર આવી. તેણીના નાજુક, અને સંગે મરમરમાંથી કોરી કાઢેલા જેવા દીસતા સુફેદ હાથોમાં થોડાંક ટાઇપ કરેલા તાવો પકડેલા હતા; અને તે તાવો ઉપર તેણીની મનોહર ગોરી ગરદન વાંકી વળેલી હતી; અને તેણીની નરગીશ સમ ચશમો તે ઉપર ટાઇપ કરેલું ધ્યાનથી વાંચવામાં ગુંથાઇ હતી. સોનેરી વાળોનો મોટો ભારો ઘણીજ સફાઇથી હોરી, સાઇડમાંથી ખેંચેલા એક સીધ્ધા સેંથા સાથ તે નાજુક ખુબસુરત મુખડામાં ઓર બી જલેહ આપનારા એક વધારા સાથ ઘણીજ સંભાળથી ડ્રેસ કરેલા હતા.

"આઇમાય ?" તેણીએ મીઠા મધુર હલકે, પોતાનું નાજુક સીર ઉંચકી પોકાર્યું.

લેડી આઇબારા પોતાના ખ્યાલના ખ્વાબમાથી ચમકી ઉઠી. "કેમ શું છે?" તેણીએ ઘણુંજ તોર ને તુચ્છકારથી તે છોકરી ગમ જોઇ કહ્યું.

"આય બ્હેસતી શાપુરજીની છેલ્લી ચોપડીના છેવટના બે પ્રકરણો મેં ટાઇપ કીધાંછ તે મોકલી આપું કે પબ્લીસરો પર," તેણીએ જાણવા ઇચ્છયું.

"ઉંહ!" લેડી આઇબરા કાંસી કરાંજીને બોલ્યાં, "જોઉં" અને પછી તે તાવો હાથમાં લઇ અહીં તહીંથી ઉપર ટપકેથી જોયા. "તે એમાં મને શું પુછેછ? વળી મને કે દહાડે તું એવું પુછતી'તી? બૉમને પુછની ?"

"બૉમ—આઇ મીન બહમનજી પેલા સોલીસીટર મી. કેનન સાથ વાતે વલગ્યાછ; ને તારાપોરવાલાને ત્યાંનું માણસ આવેલું છે તે મકુંજે તૈયાર બી છે તે આપી દઉં ?"

"ઠીક છે!" આઇમાય તે તાવો તેણીના હાથમાં પાછાં મુકતાં બોલ્યાં, "આપ!" આ વખતે ઓરડામાં કુમી—આઇમાયના આમલા વરને પેટની છોકરી દાખલ થઇ, "પણ સબર ફ્રેની માહરે તુંને કાંઇ કહેવું છ. એ કાપીઓ કુંમીને આપ, તે માણુસને આપી આવે. લે . કુમી ડીયર, આય તાવો બહાર તારાપોરવાલાનું માણુસ ખોટી થાય છે તેને આપી દે!" ફ્રેનીએ તેના કહેવા મુજબ કર્યું. કુમી તે તાવો લઇ બહાર ગઇ, અને માણુસને આપી તરત પાછી ફરી.

ફ્રેનીનીજ ઉમરની તે હતી. મધ્યમ ઉંચાઇની, મરોડદાર બાંધાની, ઉજલી ચામડીની મગર જરીક વધારે લંબાયા મુખડાની અને સમજ્યા જેવાજ મોડલવાળી તે હતી. બીજી બધી રીતે તે એક કેળવાયલી ને લાયક છોકરી હતી.

"ફ્રેની?" જરા વાર રહી લેડી આઇબારા બોલ્યાં.

"કેમજી?"

"હવે સર શાપુરજીના મરણ પછી હું નથી ધારતી કે તાહરૂં કંઇ કામ 'લૅાફ્તી લૅાડજ'માં હોવ!"

ફ્રેની કામા આ ધડાકો નધાર્યો સમજતાંજ ફીકકી પડી ગઇ! "હું નથી સમજી શકતી કે તમે શું કહેવા માંગોછ?" તેણીએ પુછ્યું.

"તાહરૂં હવે અહીં શું કામ છે? મરનાર શાપુરજીની પ્રાઇવેટ સેક્રેટરીનું તું કામ બજાવતી હતી, પણ તેવણ હવે વધુ વાર રહયા નથી એટલે તું બી હવે અહીંથી જાય તો સારૂં. બને તો કાલ પરમમાંજ તું તાહરૂં બધું તૈયાર કરી દેજે. તુંને નોટીસનો પગાર મળશે!"

તે અચાનક ખબર સમજી તે સુંદરીનો ડુમો ભરાઇ આવ્યો. તેણી તે ઘરમાં એટલી પલોટાઇ ગયલી હતી કે તે ઘર છોડવાનું તેણીને ઝેર જેવું લાગ્યું; અને વળી તે ઘર છોડવાની સાથ પોતાના પ્યારા બૅામને પણ છોડવાના કારી ખ્યાલે તે ખબર તેણી માટે મોહોતથી પણ બદતર ને ગજબનાક બનાવી. બૅામ ઉપર તેણી જીગરો જાનથી કુરબાન હતી; અને બૅામની લાગણી પણ તેણી માટે કંઇકિ અંશે તેવીજ હતી એમ તેણી જાણુતી હતી, જોકે બૅામે હજી સુધીમાં તેની મતલબનું કંઇ પણ બોલી કે કરી બજાવ્યું ન હતું; મગર તેણીના જીગરનો એક છુપો અવાજ એવું

માની ધારી લેવા તેને સુચવનો હતો. અને ખરેખર તો હતું પણ તેમજ. બૉમ પણ તે પોતાની દુરની રૂપસુંદર સગી ઉપર મરી ફીટતો હતો.

અને એ તો બીજું એક મોટું દુઃખ હતું કે જે લેડી આઇબારાને હરહમેશ ખટકતું હતું. બૉમ સાથ પોતાની દીકરીને ગોઠવી દેવાની તેવણુની દિલની ઇચ્છા હતી, અને જ્યાં સુધી ફ્રેની તે ઘરમાં આવી, ત્યાં સુધી પોતાની ઇચ્છા પાર પડશે એવું લેડી આઇબારા ધારતાં હતાં, પણ તેવણુની તે ધારણા પણ ઉંધી વલી. ફ્રેની આવીને આવી કે બૉમમાં અચુક ફેરફાર થઇ ગયો. કુંમીને તે હવે જાંખીને જોતો પણ ન હતો. ફ્રેનીની મોહક મોહીનીનો તે સાબુત પરેસ્તાર બની જઇ કુંમીને સબરદબર વીસારી બેઠો હતો.

અને એ એક મોટું ને મુખ્ય કારણ હતું કે જેને તે બંને મા બેટીઓને ફ્રેની સામે હદ વગરનો ધીકકાર ધરાવતાં કરી મેલ્યાં હતાં; અને આજે ફ્રેનીને અચાનક ને અચબુચ મળેલી અણધારી નોટીસનું તે એક સાબુત કારણ હતું. તેણીની લૉફ્તી લૉડજમાંની હાજરી તે બંને માદીકરીઓને અને તેઓના લોભી લાભોને સજ્જડ ખટકતી હતી. અને, તેથીજ, કાસલ કાઢવા એમ ફ્રેનીને ખેરવી નાખી, ફરી કુંમીનો વગ બૉમ પર વધારવાની ઉંડી ને મતલબી મકસદથી આઇમાય આઇબારાએ એમ એકાએક પાણીચું ફ્રેનીને પકડાવી દેવાની પેરવી કરી. જોકે તેમ કરવા માટે કશો અખ્તયાર હવે તેણીને નહીં હતો. હવે તેણીનું ચલણ કે સત્તા તે મોટા મહાલમાં વધુ વાર હસ્તી ધરાવતી રહી ન હતી. બૉમના સીદ્ધા ને એકલા વારસ સર શાપુરજીના બનવાથી તે હવે સર્વે ચીજનો મુખત્યાર હતો. પણ તો બી લેડી આઇબારા એમ છેકજ હાર ખાઇ ચુપ બેસે એવી કાચીપોચી ઓરત નહીં હતી. રસી જળે તો જળે મગર વળ ન છોડે તેમ મકકમતાથી દાંત્યાં પીસીને ગમે તે થાય તો બી મજબુતાઇથી સર્વે મુસ્કેલી ને મોહકાણો સામે બાથોબાથ લડવાનો દૃઢ નિશ્ચય તેણીએ કર્યો હતો, અને મુસ્કેલીઓના પર્વતની સામે બલત્વારીથી લડવાની શુરૂઆત કરનાર આ તેણીનું પ્રથમ પગથ્યું હતું. ફ્રેનીને બૉમની નજર આગળથી દુર કરવામાં તેઓની સલામતી, અને નાશીપાશી અને મુશકેલીની મુશીબતોમાંથી બચી જવાની એક બારી હજુ બી હૈયાત હતી; તેમ થવેથી—ફ્રેની નજરથી દુર જવેથી કદાચ બૉમના જીગરથી બી દુર થાય અને કુંમી પર પાછો તે જરા ધ્યાન આપતો થાય તો વળી કંઇ પાસો બદલાય!

પણ ફીકકી પડી ગયેલી ને હેબતથી હડબડી ગયેલી ફ્રેની હજી તો પોતાને એમ મળેલી એકાએક ને અચબુચ નોટીસનો જવાબ વાળે તે પહેલાં તે ડ્રૉઇંગ રૂમનું બારણું ખુલ્યું અને બૉમ બનાજી અને મી૦ કેનન અંદર આવ્યા.

કદાવર બાંધાનો પહોલી પેશાની ને ચેહેરામાં અસાધારણ ખુબસુરતી ને ખેંચાણ ધરાવનો તે ત્રીસથી બત્રીસની વયનો પણ ભાગ્યેજ પચ્ચીસ જેવો લાગતો તે જવાંન હતો.

"અરે, બૉમ, બૉમ! તેં મને કાંય નહીં ખુલ્લું અગાઉથીજ કહેવાડયું કે બહેસ્તી એટલા બીમાર છે તે જલદી નિકળી પડો!" લેડી આદ્રબારા ઢોંગી અચરતી બતાવતાં અને આંખમાંથી બે ત્રણ તાણી તોડીને આંસુ બી ખેરવી તે લુંછતાં નરમ દબાયલા સાદે બોલ્યાં. કંઇ ખુલાસો બી તો પોતાની ક્રુર ને હયવાન્યત વર્તણુંક માટે કરવો જોઇએ કેની? એટલે તે ખુબસુરત બળાએ સામું ચોર કોટવાલને દડે તેમ બૉમનેજ ઠપકો દીધો. અત્રે જણાવવું જરૂરનું થઇ પડશે કે તે બંને મા બેટી આજેજ એક કલાકજ અગાઉ દારજીલીંગથી આવી પુગ્યાં હતાં; અને વીલની ખબર તેઓને સુણાવવા ખાસ બૉમની આગ્નાથી સોલીસીટર મી૦ કેનન પ્રથમમાં પોતેજ તેણીને દીલાસો દેતો ગયો હતો.

"મેં તમને તારો વટીક કરીને તો ચેતાવ્યું!" બૉમે ભારે કચવાયલા દીલે ખુલાસો કર્યો. તે કોઇ બાબતથી અંજાણ નહીં હતો; એટલે ખરી વાતની ભ્રાંતી તેને પુરતી હતી. તે ખુબસુરત મકકાર ચરત કરતી હતી, તે તે સારી રવેશે જાણુતો હતો. અને ફ્રેની અને મી૦ કેનનના બાબમાં બી તેમજ હતું.

"ઓ, પણ હું શું જાણું કે એટલી બધી હદ સુધીનું રંધાઇ ગયું હશે?" મોટા અફ્સોસના પેતરાભર્યાં ગમનાક ઠચકાંઓ વચ્ચે તેણીએ દયામણે અવાજે જારી રાખ્યું, "મરે એવું જાણુતે તો હું ઉડીનેજ આવતે!" અને એમ બોલતાં સમેત ધસાંધસ રડી પડવાનોજ તેણે દેખાવ કર્યો, અને તે ચરતોમાં તાબડતોબ કુંમી પણ તેવાજ હાવભાવ સમેત સામેલ થઇ.

"હવે એ ગઇ ગુજરી જવા દેવ?" મી૦ કેનને, તે મા બેટીઓના એ મોટા ગમના ઢોંગી પ્રદર્શનથી ખરે મને કચવાઇને કહયું. "અને

હાલની મુગ બાબતપરજ તમારા દીલનો ગમ, જો તે બે હદજ હોય તો, કમી કરી આવો!"

"મામીજી, તમને સોલીસીટર મી૦ કેનને સઘળી વીગત વીલ સંબંધી કહી?" બૉમે મારીકુટીને ધારણ કરેલા માયાળુ અવાજે કહયું." "હું તમારે માટે ખરેજ દલગીર છું પણ જરા બી તમે આન્ટી ડીયર મનમાં કોઇ બી પ્રકારનો વસવસો કે ફીકર રાખશો ના. ઘર જેમ તમારૂં હતું તેમ તમારૂંજ હજુ બી ને હવે પછી પણ સમજજો. જેમ રહ્યાં હતાં, તેમજ તમે રહેજો. અને તમને કોઇ બી તરેહની અગવડ કે અડચણ ન પડે તેની હું બનતી તકેદારી રાખીશ. મરનાર તમને જે લવાજમ દર માસે આપતા હતા, તે પણ હું આપવાનું દર માસે જારી રાખીશ, કે નાણાં સંબંધી અડચણ તમને પડે નહી!"

"થેંકસ!" લેડી આઇબારાએ બૉમ તરફ જોયા વગર જરા ધુખરાયલા ને કરાજીભર્યા સાદે દમથી એટલુંજ કહયું. અને તે જોતાં સોલીસીટર મી૦ કેનનના ડોળા તો ઉપર ચઢી ગયા.

"કેવી બેકદર ને બેહ્યા ઓરત છે!" તેણે મનથી વિચાર્યું, "કોઇ હોય તો કેવી દીલની ઉંડી લાગણી અને જોશથી આ સઘળી અનુપમ માયા મેહેરબાનીઓ બતલાવવાની ભલાઇ વાપરવા ખાતર બૉમનો આભાર માને, ને આય–માહરા ખોદા! એને શરમ કે લાજ નથી!"

"ને કુંમી, ડીયર કઝીન, તું બી," બૉમ પોતે આઇમાયે બતાવેલી અસાધારણ ઠંડાઇ ને તુમાખથી ઝંખવાણો પડેલો જેવો પોતાની કઝીન તરફ ફરી બોલ્યો, "તું બી તાહરૂંજ ઘર સમજી રહેજે; ને તને બી જે મુસારો દર માસે મામાજી આપતા હતા તે આપવાની હું કાળજી કરશ."

"થેંકસ, બૉમ ડીયર," કુંમી બૉમની નજદીક આવી તેનાં ખભાંપર હાથ મેલી બોલી, "તું કેવો ને કેટલો ભલો છે?" અને એમ બોલી તે પકડી પોરીએ પ્યારના ફરેબી હાવભાવોથી પોતાનું માથું તેની છાતીપર નાખ્યું. તે તો એમજ જયાર ત્યાર હજી પણ તેને લલચાવવા ને ફસાવવા ચાલુ જીવતોડ યત્ન કરતી હતી. બૉમ તેણીને ઘણો ગમતો હતો. તે હતોજ એવો કે કોઇ બી છોકરીને ગમ્યા વગર રહેજ નહીં.

બૉમે હળવેથી તુરતજ પોતાની કઝીનનું નાજુક સર ખસેડયું, અને પછી ફેની તરફ ફર્યો. આ વાર તેના ગાલોપર રતાશ ચઢયો હતો, અને

તેની આંખો ચમકારા મારી રહી હતી, "અને ફ્રેની તું—" તે બોલ્યો, ચેહેરામાં હદ વગરનો ગુલાબી બનતાં, અને તેજ હાલ ફ્રેનીનો બી હતો. તેને બી પોતાનો ગુલાબી બની ગયેલો મનોહર મધુર મુખડો શરમથી નીચો નમાવી દીધો હતો !

"ફ્રેનીને તો હવે રજા આપ, માહરૂં માને તો, બૉમ" લેડી આઇબારા વચ્ચે બોલી ઉઠયાં. તે બેના રૂખસારોમાં જે ફેરફાર થયો હતો, તે તેવણે ઘણીજ બારીકીથી જોયો હતો; અને તે દેખી તેવણ જાસ્તી અદેખાં ને અંતસથી આંધળાં બન્યાં હતાં ! "હવે એનું કામ શું રહયુંછ ? નાહકનો મોટો પગાર ખાલી ફોકટનો આપવાનો !"

"નહીં મામીજી, મને એનું ઘણું કામ હાલમાં છે ને ભવિષ્યમાં બી પડશે, બૉમે ઉતાવળે કહયું, "હાલમાં મરનારનું ચારિત્ર લખવાનો મને મેસરસ તારાપોરવાલા એન્ડ સન્સ તરફથી હુકમ થયોછ ને તે લખવામાં ફ્રેની મને કીંમતી મદદગાર થઇ પડશે. વળી તમે જાણોછ તેમ આવતાં ખ્રીસ્તી નવી સાલથી હું એક માસિક-સાયન્સ જરનલ કાઢનાર છું. તેના કામમાં બી ફ્રેની મને એક ઉપયોગી હમશરીક થઇ પડશે !"

"હું એ તાહરૂં કામ મોટી ખુશીથી ઉપાડી લેવશ, બૉમ ?" પોતાની માતા તરફથી થયલી એક છુપી ઇશારતને માન આપી કુંમી મોટી ઉલટ લેતાં બોલી ઉઠી, કે જે ઇશારત મી૦ કેનનની ચગોર ચશમથી છુપી રહી શકી નહીં.

"તે તાહરાથી નહીં બનશે, મરનારનાં સમાગમમાં કુંમી તાહરાં સ્થાને ફ્રેની વધારે આવીછ એટલે એ મને એ બાબતમાં વધુ લાભ આપશે. માહરાં ચોપાન્યાંના કામમાં બી તું તદ્દન નકામી થઇ પડશે; જયારે ફ્રેનીને સાયન્સની જુદી જુદી બાબતોની હવે સારી માહીતી છે એટલે એ મને તેમાં બી ઉપયોગીજ માલમ પડશે !"

"પણ થોડાજ વખતમાં કુંમી એ બધી ખામીઓ દુર કરી નાંખશે." આઇમાયે હજી બી લડત ચલાવી.

"તે બનવું મહાલ છે," મી૦ કેનન આઇમાયની હદ વિનાની ખફગી વચ્ચે બોલ્યો, "કેમકે સાયન્સ એક એવો વિકટ વિષય છે કે જેમાં મીસ કુંમી કદી રસ લઇ શકશેજ નહીં. એવણનાં ભેજાની વલણજ એ તરફ ઢળશે નહિ."

"પણ તમે કેમ જાણ્યું કે કુંમીના મનની વલણ તે તરફ નથી?" ઘણુંજ કરડા અવાજે, નેણ ફેરવીને લેડી આઇબારાએ મી૦ કેનન પાસ જાણવા ઇચ્છયું.

"એમાં વળી જાણવા ને જોવાનુંજ શું છે, લેડી આઇબારા?" મી૦ કેનને અદબ વાલતાં આસ્તે રહી કહયું, "જો મીસ કુંમીની મરજી હતે તો મરનાર સર શાપુરજીનેજ તે કાંય નહિં મદદગાર થઇ પડી હોતે? ને તેમ જો થયું હોતે તો મરનારને મીસ ફ્રેનીને પોતાના ખાનગી મદદનીશ બનાવવાની ગરજ કે જરૂરતજ શું રહેતે? બેઅદબી માફ કરજો, મીસ કુંમીના મનની વલણ તો સાયન્સના અઘરા વિષય કરતાં ફેશનની ફિસ્યારીઓ તરફ દેખીતી જ્યાદા છે. માટે એ કામ તેણીથી બજાવી શકાશે નહીં. માહરી તો મી૦ બૉમને મજબુત ભલામણ છે કે મીસ ફ્રેનીને તેવણે પોતાની પ્રાઇવેટ સેક્રેટરી બનાવવી, અને મને સોએ સો ટકા ખાત્રી છે કે મીસ ફ્રેની તેવણની એક કીંમતી હમશરીક જરૂરબા જરૂર થઇ પડશે!"

"બચ્ચીતજ," બૉમ ફ્રેનીની હદ વગરની ખુશહાલી વચ્ચે બોલ્યો, "મેં તે માટે નક્કી નિશ્ચય કર્યો છે."

અને લોહિનો એક મજબુત ગોટ ગલી તે પોતાની બેટીને અને તેમ કરી આડકત્રી રીતે પોતાનેજ મી૦ કેનન તરફથી થયલું હડહડતું અપમાન—લેડી આઇબારા જેમ તેમ સહન કરી ગઇ. બીજો છુટકોજ શું હતો?

"ચાલો, હું હવે તમારી રજા ચાહુંછ, મી૦ બહમનજી," મી૦ કેનને જવા ઉઠતાં કહ્યું.

"ઓ યસ, માફ કરજો. આજે તમને ઘણું ખોટી અત્રે થવું પડયુંછ," બૉમ તેને શેકહેન્ડ કરતાં બોલ્યો, અને પછી તે ઘારાના હિમાયતી સાથ, તેને બીજાઓને સલામ કરી રહેવા બાદ, તે ડ્રોઇંગ રૂમમાંથી બહાર પડ્યો. ફ્રેની પણ તુરત તેઓની પુઠે નીકળી ગઇ; અને તે બંને મા બેટી રૂમમાં એકલાં પડયાં.

"એ મરે મુઈ એબદશા!" કુંમી દાંત્યા પીસી ફ્રેનીને જતાં જોતી બોલી, "મુઇએ આવીને માહરો બધો કચરડો કાઢી નાખ્યો! મ્મા, એ આએ બધી શું આફત?"

પણ મ્મા બોલે શાંનસ? તેવણ તો કોઇ એવા ઉંડા વિચારના વમળમાં ગરક થયા હતાં કે તેવણ જરા સસરયાં કે વસરયાં બી નહીં! કુંમીએ

તો પોતાને લાગેલા ખભડાતનું ગાડું ગબડાવ્યા કર્યું, પણ કંઇજ જવાબ પોતાની માતા તરફથી ન મળવાથી છેવટે વધુ ફફડી ચટકીને ઉઠી ત્યાંથી ચાલતી થઇ.

થોડો વખત રૂમમાં ગંભીર શાંતી ફેલાઇ. જરા પણ હિલ્યા કે ચાલ્યા વગર આઇમાય આઇબારા ખુરશીમાં ચીટકી રહ્યાં હતાં. તેવણુની નજર ખાલી હવામાં ચોંટાયલી હતી. ખ્યાલોના ખ્વાબમાં તેવણુ એવાં તો મજબુત જકડાયલાં હતાં કે આજુબાજુનું ભાન તેવણુને ન હતું. નહીં તો તેઓ જોઇ શકતે કે બંગલાના બહારના કંપાઉંડમાં એક રખડતો જેવો પોશાગીર દેખાવનો પારસી તે રૂમની બારી નજદીક કહારનો દમકયા કરતો હતો; અને આંખો તાણી રૂમની અંદર જોતો હતો; અને અંતે રૂમની અંદર તેણીને વિચારના વમળમાં પડેલી સિવાય બીજાં કોઇને નહી જોઇ તે ઓચીંતા એક ભુસ્કા સમેત તે નીચી બારી કુદાવી અંદર પેઠો.

"આલાં," બહુજ ચોકસાઇથી અને સંભાળથી અંદર ચાલી આવી તે ધીમેથી પુકાર્યો. આઇમાય પોતાના ખાબની બેખબરીમાંથી ઝબકી ઉઠયાં અને તે અવાજ આવ્યો હતો તે તરફ ફરયાં. અજાયબી અને ગભરાટની એક મોટી ચીસ તેને જોતાં તેણીના મુખમાંથી નીકળી જતી હતી. પણ તેમ થાય તે પહેલાં પેલાએ એક કુદકા સમેત નજદીક આવી તેણીનું મોઢુ ચપટ પકડી લઇ, તેણીને તેમ કરતાં અટકાવી!

## પ્રકરણ ત્રીજું.

તે બધું બહુંજ અણુધાર્યું ને એકાએક ઓચીંતું બન્યું.

બહાર બાગમાં ભટકતા તે પોસાગીર જેવા પારસીનું લાગ જોઇ ચપ દેતું કે તે આરાસ્તા દિવાનખાનાંની નીંચી બારી કુદાવી અંદર પેસવું, અને પછી લેડી આઇબારાને તેણીનાં લાડકાં નામે બોલાવવું; લેડી આઇબારા ખ્યાલોની બેખબરીમાંથી ઝબકી ઉઠી તે અવાજના કાઢનાર તરફ જોઇ, તે પીછાણી ગભરાટ અને અજાયબીની એક તિણી ચીસ પાડી દેતાં તે પા

સીનું તેનું મોઢું જોરમાં પકડી લઇ તેણીને તેમ કરતાં અટકાવવું, એ સૌ બધું બહુંજ ટુંક વખતનાં ન્હાના અરસામાં બન્યું.

"ખામોશ! ખુદાને ખાતર, ખામોશ!" લેડી આઇબારાનું મોઢું જોરમાં ચાંપી તે બોલ્યો, "આલાં, તું કરવા શું માંગેછ?" તેણે પોતાનો હાથ તેણીના મોંઢાં પરથી ઢીલો કરતાં જારી રાખ્યું, "તું મને ઓળખેછ કેની? શું એટલો બધો ફેરફાર માહરામાં થઈ ગયોછ કે તું મને પીછાણી બી શકિત નથી?" અને એમ બોલતાં તેણે પોતાની આંખો લેડી આઇબારાની સાથ મેળવી.

"ક-કોણ: બે-રા-મ!" લેડી આઇબારા તેના હાથોમાંથી છુટી થઈ બે કદમ પાછલ હઠી જઈ, તેને એકકી ટગરે થોડો વાર જોઇ બબડી.

"હા. બેરામ, તાહરો મા જન્યો ભાઇ બેરામ બામબોટ!" તે બોલ્યો.

"ચુપ! ધીરે બોલ, હળવે બોલ, કોઇ સમજશે?" લેડી આઇબારા ગભરાટમાં પડી બોલી ઉઠી; અને પછી તુરતજ બારણા તરફ દોડી જઇ તેને અંદરથી મજબુત બંધ કર્યું, "તું હંઇ કાંય આયો? શું કામ આયો? તને ને મને લેવી દેવીજ શું છે? તાહરૂં માહરી સાથ કામજ શું છે? ચાલ જલદી જે કહેવું હોય તે કહી દે ને પટ!"

"હંઇ કાંય આયો?" બેરામ બામબોટ એક કોચ ઉપર કરારને જીવે અરડાઇ પડી મજાક કરતાં બોલ્યો, "ને હંઇ શું કામ આયો? અરે; વાહરે બેહેન માહરી વાહ! આય આવીજ તું તાહરા મા જણ્યા ભાઇની ખાતરદારી કરેછ કે? વરસો પછી પાછા ફરેલા તાહરા મા જણ્યાને આવો દીલો-જાનીભર્યો આવકાર આપેછ કે? આફ્રીન, આલાં, આફ્રીન! દુન્યામાં બેહેનો હોજો તો બધાની માહરા જેવીજ હોજો!" અને એટલું ભારે અનકાથી બોલી તે ખોખરે સાદે હસ્યો.

"મુગો મર! હું તાહરૂં કાંઇ બી સાંભળવા માંગતી નથી," લેડી આઇમાય નેણ ફેરવીને બોલી, "બોલી દે ઝટપટ, તું શું કામ અહીં આયોછ, કાંય આયોછ?"

"ધીરે, બેહેનજી, ધીરે! એમ ઉતાવળે કંઇ આંબા પાકવાના નથી. વળી શું કામ આયોછ ને શાને માટે આયોછ તે તો તું અવ્વલથીજ ચેતી ગઇ હશેજ, એટલે ઉપરથી વળી મને શાનું સતી થઇને પુછેછ! આલાં, શું કામ આયો એમ પુછવા બદલ હજી મને એમ સવાલ કર કે 'તું કાહરે

આપો' કે હું જરા ખુશી થાઉં ને મનમાં સંતોષ પકડી દિલાસો લઉં કે ચાલ કંઇ નહીં—કોઇ નહીં તો આ બોહોલી ધરતિ ઉપર માહરી અદર કદરની એક માલ્બાઇ તો છેજ કે જે——"

"ચુપ! તાહરી એવી બેહુંદી બકવા હું સમજવા ઇચ્છતી નથી! તાહરી સાથ વાત કરવાની મને મુતલગ ફુરસદ નથી!" લેડી આઇબિારાએ ગગડાટ કર્યો.

"અરે વાહરે તાહરો ઠસ્સો! જાણે દાદીશેઠની દીકરી!" બેરામે ચેષ્ટા કર્યાં, અને પછી ગંભીરાઇથી ઉમેર્યું, "જોની આલાં, બકી તું કંઇ એમ બેમ મનમાં ખાંડ ના ખાતી કે એવી ધાંધલ ધરપચ જો તું કંઇ કરશે તો તેથી કંઇ હું દબી જઇ અહીંથી ખરી જવશ!"

"પણુ તું માંગેછ શું?" આઇમાયે ગુસ્સાથી પોતાનો પગ અફાલી જાણુવા ઇચ્છયું!

"વળી શું? ચઉદ વરસનો ન્હાનો મઇ જેવો દેશવટો ભોગવી આવેલો એક 'જેલ બર્ડ' અને 'ટીકેટ ઑવ લીવ મૅન' વળી શું માંગે—પૈસા! તાહરી મેહેરબાની જેમ અસલ હતી તેમ પાછી ચાલુ કર, એટલુંજ માગુંછ! વળી બીજું શું?"

"નોનસન્સ! તે કંઇ હવે બનશે નહીં!" આઇમાયે ઉત્તર આપ્યો.

"એટલે?" બેરામે અજાયબીથી ભવાં ચઢાવ્યાં.

"એટલે ઓટલો! હું તને છેડો છોડાવીને કહી દઉંછ કે માહરી પાસથી એક અર્ધીની બી આશા હવે રાખતો ના!"

"એમ કે આઇમાય!" ભારે અનકાભર્યા અવાજે બેરામે પુછ્યું.

"હા એમ! તુંને અગાઉ હું જે આપતીતી તે બી હવે તો માહરાથી અપાવાનું નથી. તુંને તાહરી પર આધાર રાખતાં શીખવું જોઇએ! તાહરા હાડકાં સમાર્ગે રગદોળી તાહરાં પેટનો ખાડો તાહરેજ પુરવો જોઇએ. સકમાઇ ને આપબળથી તાહરૂં બાકીનું જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય તાહરે કરવો જોઇએ! વારૂ તું છુટો કાહારે?"

"એક અઠવાડયાંની વાતપર!"

"ને હવે તું શું કરવા માંગેછ?"

"શું કરે વળી? જીવવા માંગુંછ!"

"શા પર?" આઇમાયે તેના બેહુદા જવાબથી ગુસ્સો કર્યો.

"હે–હેં–હેં! વળી શા પર? માણસ શા પર જીવેછ? ખોરાક પર!" તે કઠોરતાથી હસતાં બોલ્યો, "આલાં, જો હવે બધી તું લાંબીટુંકી મુકી દે, ને ગુપચુપ ડાહી દીકરી બની જા, અને મને જે અગાઉ તું લવાજમ આપતી હતી તે થોડા વધારા સુધારા સાથ પાછું આપતું કર. તું જાણેછ તો ખરી કે હાલમાં મોંઘવારી વધી ગઈછ, એટલે તેનાં પ્રમાણમા માહરૂં લવાજમ બી તાહરે વધુ કરી આપવાનો દુલ્લો દિલગુરદો બતલાવવોજ જોઇએ; ને તે માટે મને જરા બી શક કે સંદેહ નથી કે તું માહરી હમેશની અદરકદરની વ્હાલી બેહેન તે માટે બનિ શકતું દરેક ઘટતું કરી મને સગવડ કરી આપશે," અને એટલું બોલી તે જે સોફા ઉપર અરડાઇ પડયો હતો, તે પરથી ઉઠી આઇમાયવાળા સોફા પર આવવા ગયો.

"ત્યાંજ બેસી રહે!" આઇમાયે આંગળીની ઇશારતથી તેને ત્યાંજ બેસી રહેવાની નિશાની કરી તરારો કર્યો, "બેરામ, હું તને સાફ સાફ છેડો છોડવીનેજ કહી દઉંછ કે તું જે આશાથી અહીં ઘસડાઇ આયોછ તે તાહરી આશા કદી બી ફળીભુત થનાર નથી! તું માહરી પાસેથી એક ખોટી પૈ બી હવે મેળવી શકનાર નથી."

"ઑલ રાઇટ! એમ તો એમ! ચાલ, સાહેબજી!" બેરામ થડાક દેતો કે, જીંજર બની ગયલો, સોફા પરથી ઉછળી ઉભો થયો, "એ વાંકી આંગળી વગર કંઇ ઘી નીકળે નહી," અને એમ બોલતાં તેણે બારણાં તરફ ચાલવા માંડયું.

"કાંહાં જાયછ?" આઇમાય ગભરાતમાં પડી જઇ તેને તે તરફ જતાં રોકતી બોલી.

"વળી કાંહાં? બાહર" બેરામે ઉત્તર કર્યો.

"જે રસ્તે આવ્યો તેજ રસ્તે જા!" આઇમાયે બારી બતાવી હુકમ કર્યો.

"કાંય? શું કામ? કોઇના બાપની ચોરી છે કે?"

"એક નહીં એક લાખ વખત! તું માહરો ભાઇ છે એમ કોઇને જણાવવા હું ઇચ્છતી નથી. તાહરે લીધે માહરી આબરૂનાં ફાટકા ઉડાવવા હું માંગતી નથી!"

"ઓ–હો–હો–હો ! બાઇ સાહેબની આબરૂ!" ભારે ચેષ્ટા કરતી ઢપે બેરામે કહયું, "તમારી આબરૂ જેવું બી કંઇ છે ખરૂં કે? છ, છ વાર રાજાના પરોણા તરીકે મફત મહેમાનદારી ચાખી આવેલા બેરામ બામબોટની સગી બેહેનની આબરૂ આ દુન્યામાં જરા રતી બી હોવી જોઇએ ખરી કે?"

"તાહરી જીભને રોક," આઇમાય ગુસ્સાથી તપી જતાં બબડી. તેણીની આંખો ક્રોધથી અંગારા માફક ચમકારા મારવા લાગી. બેરામના અનકાથી પૂર બોલવાએ તેણીને હદ વગરની વિક્રાળ બનાવી દીધી, "બેરામ બામબોટ કોણ ને તેની બેહેન કોણ? હું સર શાપુરજી આઇબારાની ધણીયાણી લેડી આઇબારા છું. બેરામ, અહીં કોઇ આપણા બાપદાદાને નામે મને પીછાણતુંજ નથી. માહરાં આગલાં નામની હસ્તી અંહી કોઇને ખબરજ નથી!"

"તો ખબર આપવી પડશે!"

"શું ઉં?" આઇમાય વીંછણની પેઠે ઉછળી ઉઠી, બેરામને મારવાજ ધસી જતી હોય તેમ તેની પર બહુંજ ઝનુની બની ધસી જઇ, તેને બાજુમાંથી પકડી મક્કમ ધંઢોલી કાઢતાં બોલી, "ચંડાળ! તું કહેવા કરવા શું માંગેછ?"

"સારી આલમને જણાવવા કે પારસી સોસાયટીની રાણીમાં ખપતી સર શાપુરજી આઇબારાની મનમોહક મહોરદાર લેડી આઇમાય આઇબારા એક 'જેલ બર્ડ' અને 'ટીકેટ ઑાવ લીવ મૅન' ની સગી બેહેન છે! એટલે મગરૂરીમાં ફ્રોકટમાં ફુગરાતી ટીપ–ટોપ પારસી સોસાયટી બી જાણે કે તેઓ વચ્ચે કેવાં, તાહરાં જેવાં, કાળાં મેઢાંઓ ઠસી ગયાં છે!"

"કનફ્રાંઉડ યું!" લેડી આઇબારા ક્રોધથી દાત્યાં પીસી નાખતાં બબડી, "શું તાહરો એવો ઇરાદો છે?"

"ખચીતજ!" બેહેરામે હકારમાં ડોકું ધુણાવી કહ્યું.

"પણ તેમાં તાહરૂં શું વળશે? સાંમો તું માહરો કચરડો કાઢી નાંખશે? મને ઉંધાડી પાડી નામોશી લગાડશે!" તેણીએ તકરાર કરી.

"અને તે ઠીકજ થશે! હું તાંહરો ભાઈ જેવો બાઇ રખડતો રઝડતો અને પૈએ પૈનો મોહતાજ ટવલતો ફરૂં, ને તું હંઈ બેસી કરારને જીવે સુખચેનમાં દહાડા ગાળે ને લાખ્ખોની શેઠાણી અને આ બધી બાદશાહી મહેલમેહેલોની સાહેબી કરે; એ શું કોઇ બી રવેસે વાજબી છે?"

"બેવકુફ, તું કંઈ બી મને કરી શકનાર નથી!" આઈમાયે બપકી કરી, "જા, તાહરાથી થાય તે કર! હું સાફ નામુકર જવશ. તાહરી હસ્તીનીજ વાત ધડ મુળથી ના પાડશ, તો પછી તાહરી પાસ એવો એક બી પુરાવો નથી કે જેથી તું સાબેત કરી શકે કે હું તાહરી બેહેન આલાં બામબોટ છું. જા, દફે થા, તાહરાથી થાય તે કર!" અને ડોળા કકડાવી બેરામને ચાલી જવાની ખુબ તોર ને તુચ્છકારથી તેણીએ ઇશારત કરી।

"તાહરે એમ, હું જાઉં?" બેરામે ફરી એકવાર પાછું પુછ્યું.

"હા! અત્તર ઘડી, નહીં તો માણસને બોલાવી ધક્કા મરાવી તને બહાર કઢાવશ!"

"તો તો સત્તર આના ને બે પૈ ઉપર થશે! તાહરે તો ચટને પટ અને વળી અત્તર ઘડી બધો નિવેડો આવી જશે. આય તાહરાં બે ચાર કાગળો અગાઉ માહરીપર લખેલાં અત્રે માહરી પાસ મોજુદ છે, તે પરથી પલકવારમાં બધું દીવાની જોત જેવું ખુલ્લું પુરવાર થઇ જશે."

આઇમાય એ છેલ્લા નવા ધડાકાથી ફીક્કી પડી ગઇ.

"શું છે માહરૂં તાહરી પાસે?" તેણીએ લથડતી જબાને પુછ્યું, "કાગળો? કયે વખતનાં?"

"આજથી ચઉદ પંદર વરસ અગાઉનાં, કે જયારે તું શાપુરજી સાથ તરતનીજ પરણેલી ને તેં માહરી પર તાહરી ખરી ઓળખ છુપી રાખવા ઘણુંજ કરગરીને લખેલાં તે!"

"બેસ, બેરામ, બેસ!" લેડી આઇબારા તાબડતોબ તમામ થંડાગાર બની ગયાં.

"કેમ ઠેકાણે આવી ગયાં કે?" બેરામે અનકો કર્યો, "પહેલેથીજ સીદ્ધી વાત કરતે તો નહીં ચાલતે? નાહક આટલી ગડબડ ને ટીપાટમાં તોફાન કર્યું. હું કંઇ કાચ્ચે પાયે કામ કરૂં એવો આદમી, તું જાણેછ તેમ આલાં, છેઉંજ નહીં. આંય જો તું જર હાટી વધારે કરતે તો ખરૂં કહુંછ કે હું બી ફેરાવન બની જઈ એ તાહરાં બધાં કાગળો જાહેરમાં મુકતે અને તાહરે ત્યાં બી પહોંચાડતે!"

"પહોંચાડીને કરતે શું? તું જાણતો નથી લાગતો કે સર શાપુરજી આજે પાંચ દહાડા થયા હક થયાછ।"

"તે મને બધુ ખબર છે," બેરામ બોલ્યો, "શાપુરજી હક થયા તે મેં જાણ્યું, ને જાણ્યું ત્યારેજ ધાર્યું કે હવે માહરૂં કામ જરા વધારે મુશકેલ બનશે, ને બન્યુ બી તેમજ. પણ મેં આગમચથી દરેક તૈયારીઓ મજબુત હાથે કરી રાખેલી છે; તાહરી દરેક તાણુતોડોને સારી રવેશે પુગી વલવા. આલાં, તું કંઇ એમ ના સમજતી કે હવે તું આય બોહોલી માલમીલકતોની એકલે હાથે શેઠાણી થઇછ તેથી મને કાંઇ તું તુચ્છકારથી હરકાતી કાઢી શકશે. ઓ નો! એમ ધારવા યા માનવામાં તાહરી ભુલ છે—મોટી ભુલ! હું તને ઠેઠ વેર પુગી વળીશ. તાહરી તેં—નું કંઇ માહરી આગલ ચાલનાર નથી. તાહરી મુડી માહરા હાથમાં છે, ને જો તું જરા બી આડી ચલવલ ચલાવતી મને જણાશે તો હું તે ગમે તેમ મરડીશ!"

## પ્રકરણ ચોથું.

તેઓ બન્ને ભાઇ બેહેન થતાં હતાં. લેડી આઇબારા અને બેરામ બામબોટ, એ આપણે તેઓનેજ મોઢે ઉપર સમજી આવ્યા છીએ. એટલે આ તકે વારતાને જરા થોભાવી તેઓની આગલી પાછલીની થોડીક કેફીયતો જાણવા જોવાનું યોગ્ય થઇ પડશે. તેઓ અમદાવાદમાં એક ઘણાંજ વચલે વાંધેના માબાપને પેટે અવતર્યાં હતાં; અને તે સ્થળેજ પોતાની શુરૂઆતની કેળવણી સંપાદન કરી હતી. તેઓના બાપ સુતારનો ધંધો કરતા હતા, અને તે ધંધાની ટુંક આવકમાંથી જેમ તેમ ગુજારો કરતાં હતાં, છતાં બી તે બન્ને બાળકોની કેળવણી માટે તેઓએ પોતાની ગુંજાસ ઉપરાંતનો ભોગ, પેટે પાટો બાંધીને વટીક, આપ્યો હતો. બેરામ કે જે આઇમાયથી પાંચ વરસ મોટો હતો તેને છેક મેટ્રીક વેર અમદાવાદની હાઇસ્કુલમાં મોટે ખર્ચે શીખવ્યો હતો, અને તેને વધુ શીખવવા માટે તેના માબાપ ઘણાંજ ઉત્સાહી હતાં. તેઓનો સપુત શીખી ભણી નામ કાઢી તેઓનો દહાડો વાળે એવી તેઓની મોટી ઉમેદ અને હોંશ હતી. પણ ગરીબનાં નસીબ પણ ગરીબજ હોય છે, તેમ સાત ચોપડી સુધી સારા ઉત્સાહ અને જોમથી અભ્યાસ મનમાનતી ફીસમે કરી આવી બેરામ આલસુ ને લાસરિયો બની

ગયો. શીખવા પરથી ધ્યાન તેણે ઉઠાવી લીધું અને કુસંગમાં પડી તે સ્કુલેથી પોબારા માંપી જવા લાગ્યો અને વળી અધુરામાં પુરૂં ગામના ભટકતા અને રખડતા રઝળતાઓની બુરી સોબતમાં પડયો.

સોબતની અસર કેવી જોરાવર હોય છે તે તો સર્વ કોઇને રોશન છે; અને બેરામ જેવો પંદર વર્ષનો નાદાન પોર્યો ખરાબ સંગતમાં ફસી તેની બુરી અસરમાં કેટલી હદ સુધીનો બુરો થોડા સમયમાં બની ગયો એ શું વિસ્તારીને કહેવું જોઇશે? ગામના લુચ્ચા બદમાશોની દોસ્તી માંડી, 'સોબત તેવી અસર' તે મુજબ તે પણ તદનજ રદબાતલ, તેના ગરીબ પણ આબરૂદાર માબાપની બારે નાશીપાશી અને નામુરાદીઓ વચ્ચે થઇ ગયો તે વાસ્તે લંબાણથી બોલવાની કંઇ જરૂર છે?

પોતાનાં ભલાં ઘરડાં માતાપીતાની ઘણી બી માયાળુ સમજાવતો અને દીલભેદક કાકલુદી ભરી પતાવતો થોકરે મારી તેઓની જેફ જીંદગી કે જે જીંદગી તે બીચારાંઓએ તેને કેળવણી મેળવી આપવાના સાંધનો પેદા કરવા માટે તેઓએ જરૂરયાત ઉંપરાંત વર્ષો સુધી ભવીષના સારાંની આશામાં રહી રગડી હતી તેનો કંઇ પણ ખ્યાલ કે વિચાર લાવવાને સરબસર વીસારી મેલી તે તેઓને પોતાના બદકાર બદમાશ દોસ્તોની કુમક ઉપર તજી ગયો.

અને એવી રીતે માબાપોને તરછોડી તજી જનારાઓનો આજ વેરમાં શું સારો ફેજ આવ્યો છે કે બેરામ બામબોટનો આવે? શીખી ભણીને ભવીષમાં તેઓને તે વળતો સુખી અને ખુશી કરશે એવો મદાર બાંધી તેની કેળવણી પાછલ તન મન અને ધનનો ભોગ આપનારાં તે ભલાં માતપીતાની સારી શીખો અને ભવીષની આશાઓને કુતાથી ભ્રષ્ટ કરનાર તે કપુત બેરામ શું સહેજ બી, એવો એક અજીબ અપરાધ કર્યા પછી, સુખી થવાને લાજમ હતો? બીલકુલજ નહીં! અને એવા બાબમાં જેમ હંમેશ બને છે તેમ બન્યુ પણ તેમજ. પોતાના માતપીતાનું બચગીથી તેને વ્હાલથી આશરો આપતુ આવેલું માયાળુ શીરછત્ર તે હંકારથી છોડી ગયા પછી તે છેકજ રદ થઇ ગયો. પોતાના કુછંદી દારૂડયા અને પાંચો લક્ષણમાં પુરા એવા દુષ્ટ મીત્રોની બદફેલ સોબતમાં તે બી તેઓના જેવોજ બની ગયો અને પરીણામમાં એક નહીં, પણ બબે ત્રણ ત્રણ મરતબા તે અમદાવાદ ખાતેથી જેલમાં વટીક જાતજાતના અપરાધો સર ગયો.

આ નામોશી તેનાં ગજવે ગરીબ પણ દીલે ખરાં અમીર બાબાપોને ઘણીજ કારી પુરવાર થઇ. તેની જૈફ માતા તો પોતાના બેટાને એટલી હદ સુધીમાં નીચાણમાં ગબડી પડેલો નિહાલી તુટેલાં જીગરે દુઃખથી રીબી રીબીને મરણ પામી. તેની આવી નીરલજ વર્તણુકથી તેના અમીરી ખ્વાસના બાપને બી અમદાવાદમાં વસવું ઝેર જેવું કડવું થઇ લાગ્યું. અને સેવટે નામોશી નહીંજ સહન થઇ શકવાથી તે ત્યાંથી નીકળી પોતાની બેટી આલાંને લઇ મુંબઇ આવતો રહયો.

બેરામ પણ તેઓ પાછળ મુંબઇ ઘસડાઇ આવ્યો; અને મુંબઇમાં તો તે અવ્વલમાં હતો તેથી દશ ગણો વધુ બુરો બન્યો.

મુંબઇ આવ્યા પછી આલાંની શાદી તુરતજ શાપુરજી સંતોક નામના એક આબરૂદાર અને મધ્યમ સ્થિતિના વેપારી સાથ થઇ. તે ઘણી દેખાવડી હોવાથી તુરતજ ઉંચકાઇ ગઈ અને તે પછીના એક સાલના ટુંક અરસામાં તે બિચારો બાપ પણ પોતાના કપુત બેટાના કુકર્મોની કેફીઅતો સમજતાં કાયર બની જઈ તુટેલાં હૃદયે માર્ગે લાગી ગયો.

શાપુરજી સનોક, આઇમાયનો પહેલો ભરથાર, તેણી સાથ વર્યા પછી દોઢ વરસમાંજ બિચારો, એક છોકરી પોતા પાછળ મેલી, બહેશતનસીન થયો; અને તેના ગુજર્યાં પછી આઇમાયે કેવી જીંદગીમાં યાહોમ ઝુપલાવી દઇ નશીબનાં જોરે સર શાપુરજી જેવા સધ્ધર શીકારને કેમ ફાંસ્યો તે આપણે સવિસ્તર આગળ જોઇ આવ્યા છીએ.

પોતાની બેહેનને સર શાપુરજી જેવા ધનાઢ્ય શેઠયા સાથ વરેલી જોઇને તેણે હવે પોતાની નજર તેણીપર ફેરવી. તે લુચ્ચાએ સહેલથી અનુમાન કર્યું કે સર શાપુરજી આલાંની આગલી પાછલીથી તો બેશક અંજાણુજ હોશે. તેણી પ્રથમમાં કોણ હતી, કોણની બેટી હતી વિગેરે વીગતોથી તેણીનો તે નવો થતો ભરથાર બેવાકેફ તમામ હોવોજ જોઇએ એમ અટકલતાં તેને ઝાઝું મુશ્કેલ લાગ્યું નહીં, કેમકે સર શાપુરજી તેના જેવા એક 'જેલબર્ડ'ની બેહેન સાથ પરણે એ બીલકુલજ બેહુદું હતું,. એટલે તેને કરેલી અટકલ તદનજ સહેલી અને સલામતજ હતી કે તે સર્વે વાતોથી બીન માહીતગાર હતો. તેથી, તેણે તે બાબતનો લાભ લેવાને નિશ્ચય કર્યો; અને પોતાની બેહેન ઉપર તેણે દબાણ ચલાવી પોતાનું મોઢું બંધ રાખ-

વાની કીંમત તરીકે રૂ. ૫૦ નો માસિક મુસારો તેણે ફરજ્યાત મેળવ્યો; અને અલબતાં તે તેણીને આપવોજ પડયો.

પણ તે મુસારો તેના નશીબમાં ઝાઝો વખત મેળવવાનું સરજાયલું હતુંજ નહીં. એ મુસારો બંધાયાની બીજેજ માસે, દારૂ પી તમામ બારે-બાર છાકટ બની જઇ તે એક પોતાના જેવાજ બીજા પોશાગીર પારસી સાથ, ગેઇટી થીએટર નજદીક બોહોણી પર ઉતરી પડયો, અને દારૂ અને ગુસ્સાની ઘેલછા ભરી ઝનુનની જુમમાં ત્યાં બેઠેલા એક સોડા લેમન ઇત્યાદી વેચનારાના સ્ટૉલ પર મુંકેલી એક ભરેલી સોડાની બાટલી ઉઠાવી તેને જોરમાં પોતાના હરીફના મસ્તકમાં મારી તેને લોહીલોહાણ કરી મેલ્યો, અને પરીણામમાં બીજેજ દીવસે તેને કોર્ટમાં તે અપરાધસર ઉભો કરવામાં આવ્યો, અને આગળ અનેક મરતબા તેને શીક્ષા થએલી હોવાથી તે સેશન-કમીટ થયો; જ્યાંથી સાત વરસનો લાંબો દેશવટો ભોગવવા તે ચાલતો થયો.

આટલી જરૂરી ઓળખ આપ્યા પછી આપણે આપણી વારતા સાથ આગળ વધીશું.

“બેરામ, તું ધારેછ તેવું કંઇ નથી! સર શાપુરજીના મરણથી તેવણની બહોળી માલમીલકતોની કાંઇ હું એકલી ને સીદ્ધી વારસ બની નથી,” લેડી આઇબારાએ હવે નરમ બની જઇ ખુલાસો કરવાની જરૂર વિચારી, “મને દર માસે માત્ર રૂ. ૧૦૦ મળનાર છે. વધુ એક અર્ધી નહી અને માહરી કુંમીના નામ પર તો રોકડા રૂ. ૫૧ છે.”

“ઓત તારીની! શું ખરી વાત?” બેરામ અજાયબીથી ડાચું વકાસી નાશીપાશી ભર્યા સાદે બોલ્યો.

“હા!”

“પણ ત્યારે બધું કોણને મળ્યું?”

“માહરા ભાણેજ બૉમને!”

“એ વરી બૉમ તૉમ કોણ મુવોછ?”

“માહરો ભાણેજ!”

“એ તાહરો ભાણેજ થતો અંગ્રેજ—”

“નોનસન્સ! બેવકુફ બોમ કંઇ અંગ્રેજ નથી, એ તો, બહમનનું લાડકું પારસી નામ છે.”

"માશાઅલ્લાહ! એ વળી શું નવું ધર્ટીંગ પારસીઓમાં નામ મરડી મચરડીને ફેરવવાનું પેદૂં પડયુંછ!" બેરામે અચરતી પ્રદર્શીત કરી કહયું, "વારૂ પછી!"

"વળી પછી એ પછી! બાબત એવી બનવાથી માહરા બ્હેશતી ધણીની લાખ્ખોની મીલકતના ધણી બનવાના માહરા અભખરાઓ તો સ્વપ્નાંસમ પુરવાર થયાછ."

"ઘણુંજ ખોટું થયું! તાહરે માટે હું ઘણોજ દલગીર છું. પણ એમ એટલું બુરૂં બનવાનું કારણ?"

"એ કારણે કારણ? મુવાં માહરાં નશીબજ કાણાં તે—"

"તે તું હવે શું કરશે? તાહરો બધો આવો બાદશાહી ખર્ચ ને વૈભવ તને છોડવો પડશે, ને તેમ કરવાનું તો તાહરા જીવ પર આવશે!" બેરામ વચમાં પુકારી ઉઠયો.

"આવશે તો ખરૂંજ તો," આઇમાય દાત્યાં પીસીને બોલી, અને પછી બેહદ ધીક્કારથી વધાર્યું; "મુવું મન તો એવું થાયછ કે એ મુવા બૅામનું ગળુંજ ગોટી નાખું! એનો ટોટોજ પીસી નાખું!"

"તો તેમાં તાહરો શું શુક્રવાર થશે?"

"માહરી કુંમી બધાંની બૅામ પછી વારસ છે!

"ઓહ! કેહું એમ છે?" બેરામ બબડયો અને થોડીવાર ગંભીર વિચારમા પડયો. જરા વારમાં કંઇ વિચાર આવતાં તે ખુરશીમાંથી કુદકો મારી ઉભો થઇ ગયો, 'કૅપીટલ! રીયલી કૅપીટલ! આલાં બોલ એક હા ને બસ તાહરૂં કામ પાર, તાહરાં મનની મુરાદ પાર!"

"એ શું ગાંડાની ક્રાંની બકેછ?" પોતાના ભાઇની વિચિત્ર વર્તણુંકથી આશ્ચર્ય પામી આલાં બોલી.

"એજ કે જો તું હા કહે—એક હા કરીને બસ મને એક નાહાલ્લા બોલથી કબુલાત આપે તો–તો–"

"તો શું?" બેહદ ઇંતેજારીથી આલાંએ પુછયું.

"તો કુંમી સર્ શાપુરજીની વારસ બને!" ઘણેજ ધીમેથી બેરામ બોલ્યો.

"તે કેમ?"

"તે કેમ તે માહરૂં કામ છે, ને તે સરંજામ ઉતારવા હું તૈયાર છું. જોઇએછ બસ તે કામ ફલીભુત કરવા માટે એક તાહરી હા અને ભવીષમાં મને મદદની કબુલાત!"

"તું શું બકેછ તે માહરી સમજમાં નથી આવતું?"

"તો માહરી નજદીક આવી બેસ, હું તને સમજાઉં," બેરામ બોલ્યો.

આલાં તેની બાજુમાં સોફાપર આવી બેઠી, "જૅામનો કાંટો હું દુર કરી નાખશ. માહરી નજરમાં એ બચ્ચાંની રમત જેવું સહેલું કામ છે." તેને જાણે તે સાધારણ વાત કરતો હોય તેટલી બધી ઠંડાઇથી કહયું.

આલાં તે સમજી હેબતથી હડબડી ગઈ. તેના બોલવાના ભાવાર્થનો ખરો ભાસ તેણીને થતાં તે દેહેશતથી ધ્રુજી પડી.

"શું ખુન?" તેણી મોટી બુમ પાડી ઉઠતાં જેમ તેમ અટકી ગઇ.

"અરે ચુપ! એ તું શું કરેછ? ગાંડી, એવો શબ્દ મોટેથી બંધ બારણે કાઢવામાં પણ ઘણો જોખમ છે."

"પણ ત્યારે તું બીજું કરવા શું ધારેછ? કાંટો કાઢવો એટલે શું વળી? ખુન!"

"શ—શ! ખુનજ કંઇ રીત કાંટો કાઢવાની એકલી નથી. મને બીજી અનેક રીતો તેમ કરવાની ખબર છે, જેને દુન્યાની કોઈ પણ અને ગમે તેટલી પણ બાહોશ જુરી અકસમાતની ઉપમાં આપશે. એ તાહરો ભાણેજ થતો જૅામ કંઇ સાઇકલીંગ, રાઇડીંગ કરેછ કે?

"રોજ સહવારના રાઈડીંગે નીકળે છે ને પછી કામકાજે સાઈકલ પર જાયછ."

"ઓ, ત્યારે તો એ કામ માહરે મનથી બચ્ચે બાલેકા ખેલ જેવું નીર્જીવ છે. બોલ તાહરો શું ઈરાદો છે? તાહરી એ મોટી સેવા બજાવવા હું તૈયાર છું, અલબતાં તે સેવાની કદર આયંદે તુંને કરવી તો પડશે, ને તે તું ભુજવા ચુકશે નહીં એ તો માહરી સંપુર્ણ ખાત્રી છે. બોલ છે તાહરી મરજી?"

"ઓ નહીં! એવું ઘાતકી નાતરસ કર્મ વળી ખુન નહીં તો બીજું શું?"

"ઘેલી છોકરી! ખુન હું કે તું ધારશે. સારી આલમ તો તે માત્ર એક અકસ્માતનું જાલીમ પરીણામ માનશે. તો પછી શું છે?" બેરામે સમજાવ્યું.

"પછી શું છે એટલે? એક માણસની જીંદગી લેવાનું કામ તું શું એટલું નજીવું અને બીન અગત્યનું સમજેછ કે એટલી હદ સુધીની ઠંડાઇ અને બેપરવાહીથી તું વાત કરેછ?"

"અરે એવાં તો કચ કંઇ કામ સેવક કરીને પાર પડી ગયલો છે," મોટી ઉકમાઇ લેતાં તે નાતરસ ઇનસાન રૂપી હયવાને જણાવ્યું.

લેડી આઇબારા કમકમાટથી આખે દીલે ધ્રુજી તેની બાજુમાંથી હટી ગઇ.

"માઇ ગૉડ! તું શું એટલી હદ શુધીનો વીખરીને બદકાર બની ગયોછ?" તેણીએ ભારે કચવાટ અને તીરસ્કારથી સવાલ નાંખ્યો.

"એ વાત જવા દે! તેની સાથ તને કંઇ લાગતું વળગતું નથી. આલાં, તું માહરા બોલવાથી એમ બીહી નાં, ખાલી ફોગટમાં ધ્રુજ નાં. હું એ નામચિન હુન્નરમાં પ્રવીણ છું, એક બીનહરીફ સત્તાધીશ છેઉં. એવી બાબત મને સોંપવામાં તાહરી સલામતી જરા બી જોખમાશે નહીં. તાહરા તો શું પણ માહરા બાલને બી સહેજ બી અલવલ આવશે નહીં. કોઇ શકની આંગળી વટીક આપણાં તરફ ઉપાડવાની હીંમત કરી શકશે નહીં. કામજ હું એવી સફાઈ અને સીફતથી સરંજામ ઉતારશ કે કોઇનાં રૂવાંને પણ ખરી વાતની ભ્રાંતી સ્વપ્નામાં બી થશે નહીં. બોલ તાહરો શું વિચાર છે?" એકાદ પાનાનો દાવ રમવાની નજીવી અને બીન અગતની માંગણી તેણી પાસ કરતો હોય તેવાજ બીન દહેસ્ત સાદે અને ઠંડા હાવભાવોએ બેરામે પ્રશ્ન કર્યો.

"ન–ન–નહીં! જા, ચાલી જા, તું હંઇથી! તું માણુસ નહી ખવીસ છે," લેડી આઇબિારા સુમાર વગરના કમકમાટથી બબડી.

"અને ખવીસનીજ હાલ તને જરૂર છે," બેરામે ગાંડું, પોતાની હૈયા-સુની વાતનું, આગલ ગબડાવ્યું, "આલાં, તાહરો મોભ્ભો, દરજ્જો અને દમ–પર–સુમાર વટ અને જાહોજલાલી સર્વેની–અને મુખ્યત્વે કરી સોસાયટીની નજરમાં જાળવી ટકાવી રાખવા અર્થે તને એક ખવીસની અક્-

લાતુન મદદનીજ ખરી અગત છે. શું આય મોટા મહેલ, અને તેની બાદ-શાહિ ચહેલ મહેલ તને તજી દેવા ગમશે? લાખ્ખોની રાજ કરતી રાણી ઉપરથી એક મોહતાજ મુફલીસમાં ફેરવાઇ જવાનું તને પસંદ આવશે? તાહરી બધી મોજ મજાહો ને દિલાવર આશાઓ પર પાણી ફેરવવા તને ઠીક લાગશે?" અને તે મહાપુરો એટલું બોલી અટકી ગયો. તે જાણતો હતો. આલાંની તમામેતમામ સ્વાર્થી ખાસીયતોનો તેને અનુભવ હતો. તેણીના અદેખા સ્વભાવ અને મોટી લોભી અભિલાષાઓ તે જાણતો હતો. એટલે તેણીની એ નબળી લાગણીઓને તીવ્ર બનાવી તેણે ચુપજ બની જવામાં ડાહાપણ જોયું. તેનું બોલવું જોઇતી અસર તેણીના ઉપર નિપજાવ્યા વિના રહેશેજ નહી, એવી તેને પગભર ખાતરી હતી, તેથી, તે ચુપજ રહયો.

આલાંએ વિચારના વમળમાં વિટલાઇ જઇ સોફાની નરમ ગાદીઓ પર અઢેલાઇ પડી, પોતાનો નાજુક હાથ પોતાના કપાલ ઉપર પટકયો. જાણે તેમ કરી પોતાનામાં પેધા પડેલા તે અદેખા અને લોભી ખ્યાલોને તે હાંકી કાઢવા માંગતી હોયની!

થોડીક પલ તે રૂમમાં ચુપકીદી ફેલાઇ—ગજબનાક ચુપકીદી!

"મને જવાબ દેની! બેહેન, શું એ બધું તું છોડી દેવા રાજી છે?" અંતે બદકાર બેરામેજ તે દારૂન ચુપકીદી તોડી એક બીજો ફટકો લગાવ્યો.

આલાં રડી પડી. તે માત્ર ખ્યાલોનો બી સીતમ સહેવવાનું તેણી માટે હદ ઉપરાંતનું જફાકારક થઇ પડયું.

"ઓ, મને ના પુછ–ના પુછ!" તેણી અસરકારક ડીસમોએ પોતાના હાથો જોડી કગળી પડી, "એ ખ્યાલ બી માહરે માટે એટલો સીતમ ભર્યો છે કે——"

"ત્યારે તુંજ દર્યાફત કરની આલાં, કે ખ્યાલ કરવામાં બી તને આટલો ગજબ જણાયછ તો–તો પછી તે બધા હાંડેશાઓ વેઠતાં તુંને શું વેઠવું પડશે? શું એટલુંજ તુંને મને હા કહેવડાવવા પુરતું નથી?" બેરામે વચમાં ચીંગારી મુકી. તે મહામુજી તો બસ ખાઇપીને પોતાની બેહેન પાસ તે સયતાન્યત સાટું નક્કીજ કરાવવા બેઠો હતો.

"છે તો ખરું?" થોડો વાર ગંભીર ગૌર કરી આઇમાયે જવાબ કર્યો, "પણ— પણ—" તે પાછી ગડગદી પડી, તે મહાઘોર કરારના પરીણામોનો વિચાર થતાં.

એરામ તેણીના મનની મુજવણુ ચેતી ગયો.

"આલાં, તું સહેજ બી બીહી ના. તુંને જરા અલત્લ નહીં આવશે. તાહરી તરફ કોઇ નહીં શકની નજરથી જોશે. બધું કામ હું એવી રીતે બજાવશ કે જરા બી આ વાત બહાર ફુટશે નહીં. વળી વધુમાં આ મકાનમાં હું આજ પછીથી પાછો આવશ પણ નહીં. હું માહરૂં કામ બાહરે બાહરથી તને મળ્યા પુછયા વગર ગુપચુપ કર્યો જવશ—જે મને દરૂસ્ત લાગશે તે! ને જો તું ઇચ્છશે તો તે પરીપૂર્ણું ફતેહમંદ રીતે થયા પછી પણ અત્રે કોઇ બી દિવસ આવશ નહીં. બસ મને તું ચોકકસ ઠેકાણે ચોકકસ મદદ દર માસે પુગાડજે, એટલું થયું. આપણુને પાછું મળવાનું કંઇજ કામ નથી. એટલે તુંને ધાસ્તી યા ચીંતા રાખવાનો બી જરા જેટલો પણ સબબ નથી. પછી તો જેમ તાહરી મરજી. તું સત્ર વાતની તાહરાં ભલાં બુરાંની મુખત્યાર છે. હું તો તને મદદ કરવા તૈયાર છું. તને પૈસા ટકા, વાડી વજીફા અને આ બધી સુખતાની મોજશોખો છોડવી નહીં હોય, ભવીષમાં તમામ એ બધાંની એકલે હાથની કરતી કારવતી ને શેઠાણી બનવાનો તાહરો ઇરાદો હોય, તો કહે મને, તેમ તને કરી અપાવવા માટે હું માહરો જીવ બી તું વ્હાલી બેહેન ફાજ કુરબાન કરવા તત્પર છું! બોલ તાહરો શું વિચાર છે?"

આઇમાય ગંભીર વિચારમાં ગરક થઇ. નેકી અને બદી વચ્ચે તેણીનાં નાજુક જીગરમાં જબરૂં યુદ્ધ જાગ્યું હતું, અને તેમાં કોણુની કામયાબી થશે એ વિચારી લેવું કંઇ પણ મુશ્કેલ તો આલાંની સ્વાર્થી અને લોભી ખાસીઅતો અને હસદી હાવભાવોથી સારી રવસે અત્યાર આગમચ માહેર થઇ ચુકેલા અમારા પ્રિય વાંચનારાઓને નથીજ. અંતે બદીનીજ ફતેહ થઈ. તેણીના જીગરમાં જરારતી ટગુમગુ ધર ધાલી રહેલી ભલી લાગણીઓ પર મોજશોખ ને સત્તાની જોરાવર મોહીની ધરાવનારા તે ઓરતના બદ ખ્યાલોજ સર્વોપરી પુરવાર થયા. ભલાઇની સઘળી અછાડપછાડ ને તાનતોડો છતાં બદીના જડ ઘાલી બેઠેલા જોરાવર રોહએ તે સર્વેને ઠંડાગાર કરી પોતાનું કામ પાકકું કર્યું.

ઘણો વાર ઉલટા સુલટી વિચારોની અફડાતફડીઓમાં જકડાઇ રહી અંતે તેણીએ જવાબ આપ્યો.

"હું કબુલ છેઉં!" તેણી માંડ માંડ સમજી શકાય તેવા સાદે બોલી, અને તે સમજી એક શયતાન્યત હસ્વુંજ તે મહા કર્પીણુ બેશરમના ચેહેરા ઉપર પ્રગટી નીકળ્યું.

## પ્રકરણ પાંચમું.

તે મહા કસરૈવનનીજ અંતે ફ્તેહ થઇ.

લેડી આઇબારાને પટાવી, ફુસલાવી, સમજાવી, મનાવીને તેણે તે શયતાન્યત સાટું જાણે ખાઇ પીને બસ તેણી પાસ અંકેજ કરાવ્યું.

ઘણીજ સમજાવતે અને મુશ્કેલ મનાવતે પછી આખરે લેડી આઇબારા મહા મુંશીબતે જેમ તેમ કબુલ થઇ. તેણીએ, તેની બદ ફુસલવણીઓથી અંજાઇ જઇ, પોતાના સ્વાર્થી લોભી લાભોને અગ્રપદ આપી, પોતાના અંતકરણના અવાજને અભરાઇએ મેલી દઇ, તે ખાનાખરાબીનું કારજ પાર ઉતારવાની પોતાના મહા બુરા માજાયાને રજા આપી.

ભવિષની "લૉફ્તી લૉડજ" અને તેને લગતી બિસ્યાર માલમીલકતો અને જબરદસ્ત રોકડ પુરાંતનાં એકલે હાથે ધણી થઇ બેસવાના લોભી ખ્યાલે તેણીને એટલી બધી તો બેફામ ને બેવિચાર બનાવી મુકી કે આખેરી અંજામ તે જીયાંગાર સાટાંનો શું આવશે તેનો ખ્યાલ કે વસવસો મનમાં સહેજ પણ લાવ્યા વગર તે કબુલ થઇ.

તેણીએ જોઇતી રજા પોતાના ભાઇને આપી અને તે મુજી પોતાને સોંપાયલાં તે ખાનાખરાબીના કારજનું ટુંકમાંજ શુભ મંડાણ કરી દેશે એવો તેણીને સધ્યારો આપી ગયો.

અને તેણે પોતાનો સીકકો બજાવ્યો. આઇબીએ વકી મુતલગજ નહીં રાખેલી એટલી બધી હદ સુધીની અસાધારણ ઝડપમાં તેણે પોતાના કામનુ મંડાણુ તાબડતોબ કર્યું.

જે દિને તે શયતાન્યત સાટુ તે ભાઇ બેહેન વચ્ચે નક્કી થયું, તેજ દિવસે સાંહાંજે બૉમ એક પ્રાણઘાતક અકસ્માતનો સાબુત ભોગ થઇ પડતાં સુભાગ્યે બડી મુશ્કેલીથીજ બચ્યો.

'લૉફ્તી-લૉડજ' પેડર રોડ ઉપર એક ઉંચા ટેકરાને મથાલે આવ્યો હતો. એ મોટા ધપધપ્યામાં ગણાતા રસ્તા ઉપર તે દમામદાર બંગલો સઉથી ઉંચે આવેલો હતો; અને તેની ઉપર જવા માટે એક મોટો આડકટ્રો 'સ્લોપ' (ઘલાવ) ખાસ બાંધેલો હતો. રસ્તા ઉપરથી કંપાઉંડમાં દાખલ થતાંની સાથજ એ 'સ્લોપ' ઉપર બંગલાપર ચઢતો શરૂ થતો જણાતો હતો. તે આજુબાજુથી મોટા ઝાડો અને "લૉફ્તી લૉડજ" આસપાસ આવેલા બાદશાહી બગીચાના બીજા અનેક ખેંચાણો, માંડવાઓ, 'સમર હાઉસીસો,' ફરનરીઓ ઇત્યાદીથી બેઉ દીશાએ છવાયલો હતો.

સમી સાંહાજનો સમો હતો. સુર્ય તરતનોજ પશ્ચીમમાં ગાયબ થયો હતો અને 'લૉફ્તી લૉડજ'ની આજુબાજુ ચોખંડ પંથરાયલા બહોલા વિસ્તારના જંગી બગીચાના ઝાડોની ગીચ ઘટાઓને લીધે તે "સ્લોપ" ઉપર બહાર રસ્તા સ્થાને વધુ ઓજસ પડતું શુરૂ થઈ ચુકયું હતું.

એ વખતે બૉમ પોતાના હંમેશના રાબેતા મુજબ ફરવા જવા સાઇકલ ઉપર નિકળ્યો. બંગલાની મોટી સંગે મરમરની સીડીઓ ઉતરી તે સાઇકલ પર સવાર થયો અને ધીમે ધીમે સંભાળથી તે "સ્લોપ" ઉતરવા લાગ્યો. અર્ધો "સ્લોપ" તે ઉતર્યો નહીં તેટલાં તેને માથે આવેલી ઝાડોની ગીચ ઘટામાના એકની એક મોટી ડાળી એક જબરા કડાકા સાથ નીચે તુટી આવી, તેની સાઈકલના આગલાં ચક્કર ઉપર મોટા ધબકારા સમેત પડી, અને તે ચક્કરનો તુરતજ ચુરેચુરો થઇ ગયો, અને બૉમ પણ સાઇકલપરથી ઉખલાઇ જોરમાં જમીન સાથ મજબુત ઠપકાયો. એક જરા જો તે આગલ હોત તો તે મસ મોટી ડાળ આબાદ તેની ટાલકી પરજ આવી પડી, તેને સ્વર્ગધામ પોહોંચાડી દીધો હોત.

આખા લૉડજમાં બધી હોહો ને ગડબડ સડબડ થઇ રહી. શું થયું હતું તે જાણી આઇમાવ તો ધ્રુજવા ને ધડકવા પડી ગઇ. એ કાંઈ અકસ્માત નહીં પણ જાણી જોઇને બૉમનું કાટલું કાઢવાનું બેરામનું તે કર્પીણ કાર્ય હતું, એમ ચેતી જતાં તેણીને વાર લાગી નહીં. રખેને ખરી વાતની ભ્રાંતી કોઇને થાય એ ફીકરથી તેણી અર્ધમુઇ જેવી થઈ ગઇ, અને તુરતજ બૉમ આગળ દોડી પોહોંચી.

બૉમ બેશુધ થઇ ગયો હતો. તે ઘણો મજબુત ઠપકાયો હતો, અને તેનો જમણો હાથ તેમજ પગ સખ્ત મોરચાયો હતો. તેને તરતજ અદ:

ઉંચકી લઈ જવામાં આવ્યો અને તુરતજ લૉડજના ફેમીલી ડૉકટરને તાબડતોબ ત્યાં આવી પોહોંચવાની ખબર ટેલીફોનથી આપી. તે આવી લાગે તે અરસામાં ફેની કામાએ તે ફર્સ્ટએડનું થોડું ઘણું જાણુતી હોવાથી, તેને દરદ થતું અટકાવવા માટે ઘટતી ગોઠવણું બની શકતી તવરાથી કરી. ફર્સ્ટએડનું શીક્ષણ છોકરા વા છોકરીઓને શીખવેલું આવે કટોકટ અને મુશકેલ આપ્રયામ વખતે ઘણું ભારે મહત્વનું હરહમેશ પુરવાર થાય છે. ડાકટર આવી પુગે તે આગમચ દરદીને સારી હીફાજતથી વધારે દરદ ન થાય એવી રીતે સુવાડવા, તેને પડેલા જખમોમાંથી લોહી અમસ્થું વહી જતું તુરતા તુરંત અટકાવવા વિગેરેના ઇલાજ તાબડતોબ પુરા પાડવા એ નમુનેદાર શીક્ષણ ખરેજ એક આશીર્વાદરૂપજ છે; અને સમજુ માબાપોને એ નાદર શીક્ષણનો લાભ ફરજ્યાત પોતાના બાલકોને અપાવવા માટે વાજબીજ ભલામણ તેથી કરી શકાય.

ફેમીલી ડૉકટર પીટરસન થોડા વારમાં ત્યાં આવી ચઢયો; અને બૉમને તપાસી તેને હુસ્યાર કરવાના ચાંપતા ઇલાજો લઈ; તેને થયલા અકસ્માતની વિગત સમજી તેને તપાસી કંઇ ગંભીર પ્રકારની ઇજા તેને નહીં થયલી હોવાનું તેણે મન આપ્યું.

"પણ એ બન્યુંજ કેમ?" તેણે ભારે અજાયબી બતાવી કહ્યું, "આજ સુધી કદી એમ બન્યું નથી, ને આવી જાડી મોટી ડાળ એકાએક કંઇ બી કારણ વગર અચયુચ તુટી પડે એ ઘણું વિચિત્ર છે. સ્લોપની અધવચમાં એક ડાળ આડી પડીછ તેજ તુટી પડી કેની? મેં હમણુંજ આવતાં આવતાં તે માહરી ગાડીમાંથી જોઇ."

"હા, તેજ!" કુંમી બોલી.

"આશ્ચર્ય! આવી એક મોટી ડાળી એમ તુટીજ કેમ પડે, કંઇ બી સબબ વગર?" ડાકટરે ભાર મેલીને પોતાની અજાયબી પાછી પ્રદર્શીત કીધી.

લેડી આઇબારા ચાદર જેવી ફીકકી તે સમજતાં મારી ગઇ. તેણી તનબદનથી ધ્રુજી પડી. પણ સમયસુચકતા રાખી પોતાના હોઠો જોરમાં કરડી, તેણીએ જબાન લથડી પડતી જેમ તેમ અટકાવી કહયું, "ખરેજ એ ઘણું અજબ જેવું છે. કંઇ વીજળી જેવું તો બી કંઈ પડયું તો નથી?"

"કાંઇજ નહીં!" પીટરસન બોલ્યો, "મને તો લાગેછ કે—કે—," તે બોલતાં બોલતાં જરા અચકાયો.

"કે શું ?" ભારે ઇન્તેજારી ને હેબતથી ધડકતાં જીગરે લેડી આઇ-બારાએ પુછ્યું.

"કે–કે એ ડાળી કોઇએ જાણી જોઇને તોડીછ!" તે બોલ્યો.

લેડી આઇબારાની છાતીનાં પાટયાં તે સમજી બેસી ગયાં.

"મને બી ડાકટર એમજ લાગેછ," ફ્રેની વચમાં બોલી ઉઠી, "એ બનાવટ કંઇ છુપી મતલબ યા મકસદ માટેજ છે. આજે સહવારનો એક પોશાગીર જેવો પારસી આપણા બંગલાની અતરાફમાં દમકયા કરતો હતો, અને મને મજબુતાઇથી લાગેછ કે એ તેનુંજ કામ છે, કેમકે માત્ર એકજ કલાક અગાઉ મેં જોયું કે તે આપણા બાગના ઝાડોની 'સરવે' કરતો હોય તેમ તેને ટીકીટીકીને અને ધ્યાનથી ચીપીચીપીને જોતો'તો. વળી તેના ઇંગલીશ કોટના ગજવાંમાં કંઇ લાંબી અને ભારી મોટી ચીજ ઉપસઇ આવેલી મને માહરા રૂમની બારીએથી પરગરી જણાતી હતી. કાંય નહીં તે કાંઇ હથ્યાર હોય ?"

"છટ! તાહરા મનના એ બધા ધખારા જણાયછ! વળી તેં બધું એટલી ચોકસાઇથી જોયું બી કે તે આપણા બાગમાંના ઝાડોની 'સરવે' ટીકીટીકીને અને ચીપીચીપીને કરતો'તો," લેડી આઇબારાએ હસીને તે વાત ઉડાવી કાઢવાની કોશેષ કરી.

"નહીં મને મીસ કામાના બોલવામાં ઘણું વજુદ લાગેછ," ડાકટરે માથું ધુણાવી કહ્યું. "વારૂ, મીસ કામા એ તમે જોયલો શરીયન જેવો પારસી લગાર ઉંચો, ભરેલા બદનનો, ડાઢી મુંડાવેલો, અને સુફેદ પાટલુન ને તપખીરીયા દગલામાં સજ થયલો હતો?"

"હા, બરાબર! માથાપર જુની પુરાણી ફેલ્ટ હેટ અને પગમાં ડેગ શૂ હતાં!"

"આબાદ તેજ! મેં પોતે એવા એક પોશાગીર જેવા તમારી જાનવાલાને આય રોડને નાકે ઉભેલો હમણાંજ જોયો. અને મીસ કામાના તે બાબેના બારીક પકકા પુરાવા પછી મને પણ શક જાયછ કે મીસ કામાના બોલવામાં ઘણા મોટા હદ સુધીની સચાઇ છે!"

"ઑ ડૅશ ઇટ! એમ જરા જેટલા સંજોગ ઉપરથી દોરવાઇ જવાની જરૂર કે અગત નથી. ડૅાકટર, તમે બી શું એ નાદાનની સાથે દોરા બાળીને

પોરા કરોછ?" લેડી આઇબારાએ હદ વિનાના બાતેનના ગભરાત વચ્ચે, બહારથી બડી મુશ્કેલીથીજ શાંતી જાલવતાં કહ્યું; કેમકે પેલા રશીયન પારસીનું વર્ણન આબાદ બેરામ બામબોટને મળતું આવતું હતું.

"એક મિનીટ થોભો!" ડાકટર બોલ્યો, અને તુરતજ દિવાનખાનામાંથી બહાર પડી, અકસમાત બન્યો હતો તે જગ્યાએ ઝડપમાં ગયો; અને પેલી તુટી પડેલી ડાળીની બારીકીથી તપાસ કરી.

તેનો શક, તેણે ધાર્યું કે ખરોજ હતો. તે ડાળી આપોઆપ પડીજ નહતી; પણ, તેને બારીકીથી તપાસ કરતાં માલમ પડયું, કે ખાખસુસ કોઇએ કાપી હતી.

તે પોતાની તપાસ પુરી કરી બંગલામાં પાછો ફર્યો.

"માહરી તમને મજબુત ભલામણ છે કે આ બાબત ચાંપતી જુસ્તેજો કરો; નહીં તો પોલીસની એ બાબતમાં સલ્લાહ લેવ." ડાકટરે આઇમાયનો ગભરાત બેસુમાર વધારી મેલતાં પુર ગંભીરાઇથી જણાવ્યું.

"પણ એટલું બધું તે શું થઇ ગયુંછ જે?" તેણીએ વાંધો ઉઠાવ્યો. તે જેમ તેમ ઉપલું મહા મુશીબતેજ બોલી,

"ડાળી દેખાઇતી કોઇએ કાપી છે." ડાકટરે ભાર મેલીને કહ્યું. "અને તેનો સબબ શું છે તે જણાવું જોઇએ? એ કોણે કાપી? કેમ કાપી? કયારે કાપી? અને વળી સબબ શું કે મી૦ બહમનજી જયારે પસાર થતા હતા તેજ કટોકટ વખતે બરાબર એ કોઇએ કાપી નીચે તોડી પાડી? મને તો કંઇ એમાં ઉંડો ભેદ લાગેછ અને તેથી હું સુચના કરૂંછ કે તમે એ બાબતની પોલીસને તાકીદે ખબર કરો."

"અને તમારી એ સુચનાને હું દિલોજાનથી ટેકો આપુંછ." ફ્રેનીએ વધાર્યું, અને પછી લેડી આઇબારા તરફ ફરી પુછયું. "હું પોલીસ પર ટેલીફોન કરી છુપી પોલીસ ખાતાંના એક અમલદારને અંહી તેડાવું."

"નોનસનસ! એવો નાહકનો ફારસ કંઇ કરવા હું ઇચ્છતી નથી." આઇમાયે બેહદ ખીજવાત અને ગભરાટ વચ્ચે ચીચવાઇ કહ્યું, "હું એવી તમારી બેહુદી સુચના બહાલ રાખવા ધસીને ના પાડુંછ. વાતમાં કંઇ દમ નથી, ને તમે લોક તેને એટલું ગંભીર રૂપ શાંનુ આપી દેવા માંગોછ?"

તેણીના ગભરાટની હવે સીમાજ ન હતી. પોલીસને બોલાવવાની વાત નિકળતાં તે ફરી ઉજલી સર્પ મારી ગઇ. તેનું હૃદય ગભરાટ અને ધાસ્તીને

મારે જોરમાં ઉછાલા મારવા લાગ્યું અને પોલીસનું નામ દેવાતાં તો તેણીના રગોમાંનું દોડતું લોહી પણ ગોયા એ ઘડી સ્તબ્ધ બની ગયું.

રખે તેનું પાપ પકડાઇ જાય! પોલીસ આવી ચઢતાં ચાંપતી તપાસ કરી રખે ખરો ભેદ શોધી કાહાડે એ વિચારના ગજબથી તેણી રગેરગમાં ધ્રુજી પડી, અને હવે ખરા મનથી તે પાપી કોલકરાર પોતાના દુષ્ટ ભાઈ સાથ કરવા માટે પસ્તાવામાં પડી!

પણ પાછળનો પશ્ચાતાપ શું ખપનો છે? પાપ કરીને પાપને ધોઈ નાખવા જવું એ સરયામ હેમાકતજ છે. તેમજ પાપ કરી તે પાપને ઢાંકવા જવું એ પાપોનો પાહડજ માંથે હોરવા મીસાલ છે; કેમકે એક પાપ છુપાવવા બીજું, બીજું છુપાવવા ત્રીજું, ત્રીજું છુપાવવા એક વધું, અને એમ એક એક પછી વધું કરતાં પાપોની સંખ્યાની અંતે સીમાંજ આવતી નથી, અને તેમાં જકડાયલો કમનસીબ શીકાર છેવટે ખરાબીની ઉંડી ખાહીમાંજ જઇ પડે છે. અને તેજ હાલત અંતે આઠમાયની થઇ પડનાર હતી એમ હાલમાં તેણીને કયાં ખબર હતી? એક નાહનો જેવો બોલ પાછલથી કેટલી બધી હદ સુધીનો જીયાંગાર હજી પછીથી થઈ પડનાર હતો તેનો તેણીને કયાં સ્વપ્ને પણ ખ્યાલ હતો.

અમે ઉંપર જણાવ્યું તેમ પોલીસનું નામ સમજી લેડી આઇબારા ગભરાટથી ગાફેલ જેવી બની ગઇ; અને હવે શું કરવું, કેમ કામ લેવું તે થોડો વખત તો તેણીને મુતલગ સુજ્યું નહિ. પોલીસની મદદ લેવા ધસીને ના પાડયા પછી પણ તેણીને ઘણી ધાસ્તી હતી કે રખે ડાકટર યા ફ્રેની તેણીપર કરવા માટે વધુ દબાણ કરે, તો તે ઘટનામાં કેવી વલણ અખત્યાર કરવી તેના ખ્યાલમાં તે હતી તેટલાંજ તેણીના જોરાવર એકબાલને સબબે ખુદરત તેણીની વહારે તે કટોકટ સમયે આવી.

ડાકટર યા ફ્રેની પોલીસની મદદ મેળવવા વધુ દબાણ તેણી પર ચલાવે તે પહેલાંજ બૉમે શુધ્ધીમાં આવવાના ચીન્હો બતાવવા માંડયાં, એટલે ડાકટર અને બધાંનું ધ્યાન તે તરફ ખેંચાતાં લેડી આઇબારાને ભારે અણગમતી અને તરખાત આપનાર તે નાપસંદ વાત ત્યાંજ દબ પડી ગઇ, અને તે માટે તેણીએ મનમાં ખુદાના શુકરાના કીધા.



# પ્રકરણ છઠ્ઠું.

એક આઠવાડયું ઉપલા અકસમાત પછી કંઇ બી જાણવાજોગ બનાવ બન્યા વગરનું વહી ગયું.

બૉમ જેનો જમણો હાથ અને પગ સખ્ત મોરચાયો હતો તે એ અરસામાં ધીમે ધીમે પાછો સાજો થવા લાગ્યો. તેને બહાર નહીં નિકળવાની અને ઘણી હીલચાલ નહીં કરવાની ડૉ૦ પીટરસન તાકીદ કરી ગયા હતા, તેથી, તે પોતાના રૂમમાંજ ગોંધાઇ રહેતો હતો, અને ફ્રેની તેની આગળ આખો વખત રહેતી હતી.

આઇમાય તે આખા આઠવાડયામાં માત્ર એકજ વાર બૉમની ખબર પુછતાં જાતે આવ્યાં હતાં, બાકી રોજ સહવારે આયા પાસેજ તેની તબિયતના સમાચાર તે પુછાવતી રહી હતી. કુંમી દરરોજ ચારથી પાંચ ધકેલા ખાતી હતી. અમે ઉપર એક વાર જણાવી ગયા છે તેમ બૉમ તેને ઘણોજ ગમતો હતો; અને તેની મોહરદાર બનવા તેણી એકે પગે તૈયાર હતી. ફ્રેની કામા એ તેણીના મોટાં અરમાન અને દીલાવર ઉમીદની વચ્ચે એક મોટી નડ હતી, કે જે કેમે કરી નિકળવી મુશ્કેલ દીસ્તી હતી.

ફ્રેની અને બૉમ આખો વખત એકલાં રહે? ફ્રેની બૉમને ચાલું તેની હાજરીમાં અને નજર આગલ રહી પોતાના નાંજેઅદા અને વિલક્ષણ હાવ-બાવોથી આંજીયા કરી તેને પોતાનો શીકાર બનાવવાનો ચાલુ પ્રયત્ન કરે, તે કુંમી કેમ જોઇ કે સાંખી શકે? તેથીજ તે ધકેલા ખાતી. એમ બૉમ આગળ ચાલુ આવી બેસતી હતી, અને તેને તરેહવાર કીસમે રાજી રાખવા, તેનું ધ્યાન પોતા તરફ ખેંચવા સેંકડો જાતના પ્રયત્નો કરતી હતી. પણ બૉમને તે આટલું થઇને ગમતું નહીં હતું. કુંમી આવી તેની અને ફ્રેનીની દીલખુશ ગોફતેગોમાં હરકત કરતી હતી તેથી તે ઘણો નારાજ થતો હતો અને તે સબબે કુંમીની સઘલી વાત અને તેની મદારત માટેની અનેક પ્રકારની ચાલુ દીલસોઝ દીસતી હેપજેપોનો તે માત્ર ડોકાના લહેકાથીજ મુંગો સ્વિકાર કરી તેણીને વધુ તેવી કંઇ અફાલ ઝીંક નાહકમાં ન કરવાની ઇશારત તે વખતો વખત એમ આડકત્રી રીતે કરતો રહયો હતો. પણ કુંમી કાંઇ તેની તે ઠંડી રીતભાત ને બેપરવાહ વર્તણુકથી નાશીપાશ થા

નારાજ બની ગયલી જણાઈજ નહીં. તે તો બૅામના ખોલ્લે ખોલ્લા અન-ગમાં અને લાગલાગટ તોરછોડ છતાં તેની આગલ આવતીજ રહી અને કલાકો વેર તેના ઓરડામાં એસી તેની સાથે વાત કરી, હસાવી બોલાવી તેને રીઝવવાના લાખ તરેહના વલખાંઓ ફોકટમાં બી, મળતી નિરાશીઓથી સહેજ માત્ર પણ ડગમગ્યા વગર, ચાલુ મારતીજ રહી. તેને જોઈતી સુકતી દરેક ચીજોપર ઘણુંજ બારીકાઇથી લક્ષ દઇ ખુદ જાતે શ્રમ ઉઠાવી તેને તાબડતોબ મોટી હીફાજત અને મદારતના દિલાવર દેખાવો સાથ તે જોઇતું મુંકતું સર્વ પુરૂં પાડી, ફ્રેનીને તેના સમાગમમાં વધુ આવતાં ગમે તે કરીને બની શકતી દરેક તરફીબથી અટકાવવાના પોતાના કસદને બૅામની અસાધારણ બેપરવાહીથી પુર નીરાશીભરી વર્તણુંક છતાં તે મકકમપણે વળગીજ રહી.

એમ તે આખું અડવાડયું બૅામ, કુંમી અને ફ્રેનીના બાબમાં પસાર થયું ત્યારે એ બધો વખત લેડી આઇમાય આઇબારા શું કરતાં હતાં?

તેવણ તો હેબત ધસકે ધ્રુજી રહયાં હતાં. રખેને તેવણનું પાપ કોઇ અણધારી કીસમે એકાએક ફુટી જાય, તે ચીંતાથી તેવણ અંદરખાનેથી બળી જળીને ખાખ રાખ થઇ જતાં હતાં.

જો કે સીપાઇ સપરાણુ રોખણું તે અકસ્માત સંબંધી તપાસ ચલાવવા અર્થે જગાડવાની તેઓના ફેમીલી ડૉ૦ પીટરસનની સુચના તો પાછી, તેણીનાં મોટાં નશીબે, નિકળીજ ન હતી. તે વાત તો તે સાંજનીજ ઢબ પડી જઇ બધાનાં મગજમાંથી તમામ નિકળી ગઈ હતી. પણ ભવિષ્યમાં એવો બનાવ ફરી બનતાં, એ વાત પાછી નવેસરથી પુર જોશમાં સજીવન થવાની સોએ સો ટકા તેણીને ખાત્રી હતી. એટલે તે ભવિષ્યમાં આવી પડનારી આફતની બલાના રંજથી તે ઘણીજ દિલે દર્દમંદ હતી.

તેનો બદકાર ભાઇ બેરામ પોતાને સોંપાયલું તે જાલીમ કામ નવેસરથી તુરતમાંજ આરંભશે એ તો એક લેશ માત્ર પણ સંદેહ વગરનીજ વાત હતી. તે કંઇ અટકનાર, એક નાશીપાશી યા નીરાશી મળ્યાથી, નહી હતો. તે જરૂરજ પાછું તે કર્પીણુ કાર્યનું મંડાણ ફરીથી કંઇ નવી જાલમ તર-કીબથી તાબડતોબ શુરૂ કરશે એ વાતની આઇમાયને પુરેપુરી ખાતરી હતી; અને તે હીનભાગ્ય ખાતરીએજ તેણીને હેબત ધસકથી અર્ધમુઇ કરી મેલી હતી.

હવે તે ખરા અંતકરણથી તે પાપી કારજમાં પોતાની સામેલગીરીની સંમતી આપવા માટે પસ્તાતી થઇ હતી; અને તે કરારને હજી બી ટુંકેથીજ ડહામી દઈ રદ કરાવવાના નિશ્ચય પર તેણી આવી હતી. પણ તેમ કેમ કરવું તે તેણીને સુજતું યા સમજ પડતું નહી હતું. બેરામ તો તેને હવે મળનારજ નહીં હતો, અને તેનું ઠર ઠેકાણું બી આઇમાયને માલમ નહી હતું, કે તેને તેણી લખીને પણ તે ખાનાખરાબીના કારજથી એકદમ હાથ ઉઠાવવાની સુચના કરે.

એથી તે બમણી ફીકરમંદ અને ચીંતાતુર બની હતી. રોજ, તે સવાર, બપોર અને સાંજ અવારનવાર આખો પેદર રોડ એક નાકેથી બીજે નાકે વેર ભટકી આવતી હતી, એવી મકસદથી કે બેરામ કદાચ તે અતરાફમાં ભટકતો તેને હાથ લાગી જાય, અને તેમ થવે ફરી કંઇ એવું ઘાતકી કર્મ ન કરવાની ખુલ્લી ચેતવણી તેણી તેને આપી દે.

પણ તેમ બી બન્યું નહીં. બેરામની તો ઘન નસલજ, આઇમાવની વધતી જતી ધાસ્તી વચ્ચે જણાઇ નહીં.

એક અઠવાડયાં પછીની સમી સાંહજનો તે સમો હતો કે જ્યારે કુંમી છેલ્લા લગભગ દોઢ કલાક થયાં બૉમના રૂમમાં જઇ બેઠી હતી. તે અંતે ત્યાંની કડવા આવે એવી શાંતી અને ચુપકીદીથી ખરે મને કાયર થઇ, બગાસાંપર બગાસાં ખાતી, બહાર નિકળી પડી.

બૉમ અને ફ્રેની બન્ને ચોપડીમાં મુડાં ખોસી બેઠાં હતાં, એટલે તેણીને માખવજીની કાંની એકલું ચુપ બેસી રહેતાં જીવ ઉપરજ આવ્યું. તેણીએ તે બેઉને વાત કરાવવાની મીથ્યા કોશેશ કરી જોઇ. ફ્રેની તો જરા જેટલી બી ખસી ઘામાને બે ત્રણ શબ્દો તેણીના સવાલોના જવાબમાં મોંઢ બોલી બોલતી હતી; પણ બૉમ તો માત્ર ડોકાનાં લહેકા અને હા, ના–ના ટુંકા અને ટચ પ્રતિઉત્તર આપી, તેના સીનાં સેરવી નાંખતો હતો, એટલે કુંમીને તો અવાચીઓ પર અવાચી આવવા લાગી, તેથી, છેલ્લે સરવાળે તે ત્યાંથી ઉઠી, બહાર પડી, ખભડેલી ચટકેલી પોતાની માય, જે નીચે બંગલાના વરંડામાં બેઠી હતી, ત્યાં આવી બેઠી.

"ગઇ ગરીબ બિચારી!" બૉમ તેના જવા પછી ચોપડીમાંથી મુંડું કાઢી ફ્રેની તરફ જોઇ હસીને બોલ્યો.

ફ્રેનીએ હસીને તેની તરફ એક પળ જોયું; અને બીજીજ પળે ઓચીંતા લાલ બની ગયલા પોતાનાં રૂખસારાઓ છુપાવવા શર્મથી માથું પાછું ચોપડીમાં ખોસ્યું.

"ફ્રેની?" બૉમે જરા વાર રહી હાંક મારી.

"જી!"

"અહીં આવ," બૉમે નરમ અવાજે કહ્યું, "માહરૂં એક અગતનું કાગળ લખવાનું છે. લખશે?"

"જરૂરજ, બહમનજી, કાંય નહિ! વળી એમાં માહરી મરજી પુછવાનુંજ શું છે?" ફ્રેનીએ ઉઠી તે અઠીંગાયલો હતો તે કોચ તરફ પોતાની ખુરશી જરા દુરથી મુકી પોતાની આગળ એક નાહની ટી-પાઇ સેરવી, તે ઉપર લખવાની સામગ્રીઓ લાવી મેલતાં કહ્યું.

"કારણ તે એક સાધારણ કાગળ નથી; પણ જરા વધારે નાજુક ને અગતનું છે!" બૉમે ખુલાશો કર્યો.

"શું હું તમારી ખાનગી મદદનીશ નથી? તમો ફરમાવો તે બજાવવા હું સરોઅશમથી શું બંધાયલી નથી?" ફ્રેનીએ તકરાર લીધી.

"તાહરૂં કહેવું તમામ રાસ્ત છે. પણ ફ્રેની, વાત એમ છે કે તે એક પ્યાર પત્ર છે." બૉમ બોલ્યો.

"પ્યાર પત્ર!" ફ્રેની લથડતા અવાજે બોલી.

"હા લવ લૅટર! અને તેથીજ હું તાહરી મરજી પુછતો'તો?" બૉમ તેણીના ચેહરાપર ઓચીંતો પ્રગટી નિકળેલો ફેરફાર નિહાળી મનમાં તે માટે રમુજ પામતાં મુછમાં હસતાં બોલ્યો.

"હું નથી ધારતી, બહમનજી, કે તે હું લખી શકશ," ફ્રેની હોઠ કરડી, પોતાની લાગણી પર જેમ તેમ કાબુ રાખતાં બોલી. અરે! તે બિચારીના આશાથી પુર જુવાન જીગરમાં કેવો અસહ્ય દુ:ખનો સખ્ત ચિમટો તે ઘડીએ તુટતો હતો, તે તો માત્ર તે બિચારીનેજ ખબર હતું. જે માણસ પર તે જીગરેજાનથી કુરબાંન હતી, તેજ માણસ એક પ્યાર પત્ર પોતાની માશુક પર લખાવે ને તે બી વળી તેની પાસેજ; ઓ! એ કેટલું તેણી માટે ન ખમી શકાય તેવું જાલેમ જખુન હતું!

"કારણ?" બ્રામે તેની તરફ પોતાની નજર એકકી ટગરે ચીટકાવી રાખતાં સવાલ કર્યો.

"કારણ–કારણ–તો—," તે લથડી પડતી જબાંને બડી મુશ્કેલીથી બોલી, "તે ઠીક લાગશે નહીં. એક પ્યાર પત્ર એક પારકું આસામી કેમ લખી શકે?"

"ઓ, તેનો મુજાકો નથી, ફેની! તું તાહરે લખ. માહરી માશુક કંઈ તે માટે જરા બી કનવાર કરે એવી નથી. તુંને તો કંઇ અડચણ નથીની?"

કંઇ બી જવાબ આપ્યા વગર ફેની કલમ ઉપાડી, નોટપેપર આગળ ખેંચી લખવા તૈયાર થઇ બેઠી. બ્રામે તે જોઇ લખાવવું શરૂ કીધું.

"માહરા જીંદગીના આધાર—આજે તું પ્યારીના મુબારક હાથની છડેચોક માંગણી કરવાની હું હામ બીડું છું. મેં તને જોઇ છે ત્યારથીજ પ્યારી હું તાહરો પરસ્તાર બન્યો છું. તું વાહલી માહરી નજર આગળ દિવસ અને રાત દમકયા કરે છે. કેમે કરી તાહરી યાદ માહરાં જીગરથી હું દૂર કરી શકતોજ નથી માટે માહરો હાથ કબુલ રાખી, તું મને સ્વર્ગ સુખી બનાવ. ડીયર, મને આશા છે કે તું આ કાગળ મળતાંજ મને ઉડી આવી મળશે, અને મને આ દુન્યામાં સૌથી સુખી માણુસ બનાવશે.

લા૦ તાહરો—"

ધ્રુજતા હાથોએ અને ઉડતાં જીગરે તે કાગળ મહા મુશ્કેલીથીજ તેણીએ જેમ તેમ ચીતર્યું. કાગળપરનું તેણીનું ગમે તેવા દસ્તખતે ભુસી મારેલું છેક તે ખતમ થવા આવતાં તો જાણે બધું લીપાઇ ગયું હોય એમ તેણીને પોતાની આસુંઓથી કોઇપણ પળે તર થઇ જવાની અણીપર આવી લાગેલી ચશમોએ લાગ્યું. તે બાપડીના જીગરમાં જે જબરી ઉથલપાથલ તે કાગળ લખતાં થતી હતી તે તેણી માટે હદ વિનાની અસહ્ય અને જબુન હતી. તેણીનું નાજુક જીગર જાણે દુ:ખથી ચીરાઇ ફસાઇ જતું હતું. અંતરમાં ઉભરાતો બેશુમાર ગમ, કોઇપણ પળે, ધોધમાર આસુંઓ તેણીની આંખોમાંથી બહાર પાડી, તેણીને ફસાવી મેળશે એ ધાસ્તીથી જીવપર જોરાવરી કરી તેણીએ પોતાની દુ:ખી લાગણીઓ કાબુમાં રાખવાની એક ખરેજ તારીફ લાયક જબરદસ્ત કોશેશ પોતાના હોડો દાંતમાં ખુબ જોરમાં કચકચાવી દાબી મેળી બેસી રહેતાં તેણીએ અસાધારણ દલેરીથીજ કરી.

"લખ્યું?" બૉમે બોલવું પુરૂં કર્યા પછી જરા વાર રહી પુછ્યું.

"હા!" દર્દનાક દુઃખનું એક સાબુત દચકલું મહા મુશીબતે છુપાવતાં નીચી ચશમોએ તેણી જેમ તેમ બોલી, "શરનામું શું કરૂં?"

"શરનામું?" બૉમ ખડખડાટ મોટેથી હસી પડતાં બોલ્યો, "વૅલ, લખ કે બૉમની સર્વથી પ્યારી પુતલીને મળે!"

અજાયબીથી ડોળા ઉંચકી તેણીએ બૉમ તરફ જોયું! બૉમ તેણીની આંખમાં ધાઇ આવેલાં આંસુઓ પરગરાં જોઇ શક્યો.

"શું જી?" તેણીએ સવાલ કર્યો, "શું લખું?"

"બૉમની સર્વથી પ્યારી પુતલીને પુગે." બૉમ ફરીથી હસીને બોલ્યો.

"પણ તે કેમ પુગશે? પોસ્ટમેન બિચારો શું જાણશે કે એ બૉમ કોણ ને તેની સર્વથી પ્યારી પુતલી કોણ? એ બહુ વિચિત્ર છે!"

"બીલકુલ નહિ, ફેની!" બૉમે વાંધો લીધો, "એ જરૂર તેના ખરા માલેકનેજ મળશે!"

"પણ તે કેમ બને? એવું અચોકકસ ને લગભગ મુર્ખાઇ જેવું શરનામું વાંચી બાપડો પોસ્ટમેન બી ગભરાઇ જશે."

"બીલકુલ નહિ!" બૉમ ભાર મેલીને પાછું બોલ્યો, "ફેની, એમાં તાહરી ભુલ છે. માહરી પકકી ખાત્રી છે કે એ શરનામું તેના ખરા ધણીને એ કાગળ પુગાડવા માટે પુરતું છે. વળી એ પોસ્ટમાં બી શું કામ જશે? એ એમજ પોતે જાતેજ એના સુંદર માલીકને શોધતું જશે. કંઈબી મહેનત મસાગત કે પોસ્ટમેનની તકલીફ વગર," બૉમ સોફા ઉપર ઉઠી બેસતાં અને ફેની બેઠી હતી તે તરફ વાંકો વલતાં ઘણાંજ નરમાશથી ભરપુર સાદે બોલ્યો, "તે કોણ છે તે તું જાણેછ?"

"હું-હું-કે-મ જાણું?" ફેની લથડતા સાદે બોલી.

"નહીં, તું જાણે છે? આપ કાગળ કોણ માટે છે તે જેટલું હું જાણું છું તેટલુંજ તું જાણે છે? કારણ એ કોઇ માટે નહીં પણ ફેની કામા માટેજ છે!"

તે નાહનું નાજુક સર ટેબલપર જુંમી પડયું; અને આંસુઓ ધોધમાર તેણીની નરગીસ સમ મનોહર ચશમોમાંથી બેઅટકાવ, હવે, નિકળી પડયાં. તે હર્ષના આંસુઓ હતાં.

"તમે માહરી મશ્કેરી કરોછ, બૅામ—અરે—બહમનજી!"

"ફ્રેની, તું શું એમ ધારેછ કે એક માણસ પોતાની જીંદગી પ્રત્યેની સુખદુ:ખની ભાગયણુ પસંદ કરતાં બી મશ્કેરી કરે?" બાૅમ તેણી આગળની ટીપાઇ બાજુ કરી નાંખી તેને પોતા ગમી તેના નાજુક હાથો પકડી ખેંચતાં બોલ્યો, "ડીયર. હું તને ચાહુંછ, અને મને ખબર છે કે તું વાહલી બી માહરા તરફ બેદરકાર તો નથીજ. ખરૂં કેની?

"હા" તેણી, તેની ગોદમાં ભરાઇ જઇ એક મીઠાં ચુંબનથી તે પાક કરાર પર તેને, પોતાનાં પરવાલાં સમ હોઠો ઉપર, સીલ મારવા દેતાં બબડી!

---

## પ્રકરણ સાતમું.

કુંમી બૅામના રૂમમાંથી ફફડેલી ચટકેલી નિકલીને સરભોગ બાહાર વરંડા ઉપર પોતાની માય બેઠી હતી ત્યાં રોહસાબેર ગઈ.

"એ હું બીલકુલ સાંખી શકવાની નથી!" તેણીએ ત્યાં જઇ ચહતાંને વાર એક નાહની લો ચૅરમાં ઢપ દઇ બેસી જઈ, પોતાના પેટમાં એકઠો થયલો ગુસ્સાનો ઉભરો ખુબ બરખેલાફ ફીસમે બાહાર કાઢવો શુરૂ કર્યો.

"શું નથી સાંખી શકવાની, કુંમી?" આઇમાયે પોતાના વિચારના વમલમાંથી બેદાર થતાં તેણી તરફ જોઇ સવાલ નાંખ્યો.

"બૅામ હવે દાહાડે માહરી સાથ ઘણી ઘાતકી રીતે વર્તેંછ," કુંમીએ ખીજવાટથી ખુલાસો કર્યો, "મુંઇ પેલી સાથ હસી હસીને મોંહ મલકાવીને વાત કરેછ ને હું કંઇ પુછુંછ મુકુંછ તો તરત સીરીયાઉસ બની જઇ એરંડયું પીધાં જેવું ડાચું કરી, માહરાં સીનાં સરી જાય તેવા ટુંકા ને ટચ જવાબો બેહદ ઠંડાઇ અને ભારબોજથી આપેછ. એ હવે હું સાંખી શકવાની નથી!"

લેડી આઇબારાએ પોતાની બેટી ગમ કંઇ બી ઉત્તર આપવાની જરૂરીયાત વિચાર્યા વગર પ્રથમ થોડીક પળ એકકી ટગરે જોયું.

"એ આવતી મરે, મુઇએ માહરૂં નિકંદન કાઢી નાંખ્યું. મુઇ એબ-દશાએ તો તેને આંજી નાંખી માહરા ઉપરથી તેનો મનઉતારો સરખસર કરાવી મેલ્યો," કુંમીએ બેહદ કડવાસથી ફ્રેની સાંમેનો પોતાનો અંતરના હદ વગરના કારનો બખાલો કાઢવો જારી રાખ્યો, "દિલમાં તો એવું થાયછ કે એ મુઇનો ટોટોજ પીસી નાંખું. એ મરે આવતી જતી!!"

આઇમાંય કંઇજ બોલ્યાં નહીં. તેઓ તો વિચારમાં ગરક બની, તેણીનો ચેહરો એકકી નજરે જોતાં હતાં. કુંમીના જીગરમાં જેમ તે પળે ફ્રેની માટે બેહદ ધીકકાર ને વેરનો જોશ ઉછળા મારી રહ્યો હતો તેમ આઇમાયનું અંતઃકરણ પણ તે પળે ફ્રેની માટે કુંમીનો ખળભળાટ નિહાળી દુખી બન્યું હતું. ફ્રેનીએ આવી કુંમીનો બૉમ પરનો વગ એક લહેજામાં પોતાના સુંદર સ્વરૂપની જોરાવર અને દિલખુશ મોહિનીના બુલથી તોડી નાંખ્યો હતો, તે તેણે આ ટાંણે યાદ કર્યું; અને કુમીનાં તરફ દૃષ્ટિ નાંખતાં બૉમને તેમ કરવામાં કેટલી હદ સુધીનો કુંમીમાં કસુર જણાયો હતો, તે શોધી કાઢવા પ્રયત્ન કરવા પડી. કુંમી, અમે આગલ એક મરતબા જણાવી ગયા છે તેમ બધી રીતે સાન સોગતની મજાહની છોકરી હતી. ફ્રેનીના બાણમાં બી તેમજ હતું, પણ એક રવેસે ફ્રેની ચઢિયાતી હતી. અને તે તેણીનો ઘણોજ મનમોહક મૉડલ હતો.

બસ એજ તેઓના બહારના ખેંચાણુનો મુખ્ય ફરક હતો. કુંમી મૉડલમાં કોઈ બી રવેસે ખેંચાણુકારક યા દિલકશ તો હતીજ નહિ, પણ તેજ વેળાએ સાધારણ ખેંચાણ ધરાવતો બી છેકજ તે નહીં હતો, એમ કહેવું બી તેણીને ગંભીર ગેરઇન્સાફ કરવા બરાબર ગણાય.

પણ બૉમને તે બે વચ્ચેનો સઉથી મોટો ફરક તો તેઓની રહેણી કરણી અને વર્તણુંકમાં દીસતો હતો. ફ્રેની સાદી ભાદી, મીઠા સ્વભાવની, દિલની ભોળી અને માયાળુ હતી. જ્યારે કુંમી તેથી સરસબર ઉલટુંજ કપટી, લોભી, ફેશનની બોટી ફીસરીયાઓનાં મોટાં ઇતરાતમાં મરી ચરી રહેતી, અને દરેક પાંતીએ પોતાની માના જેવીજ હલકી અને દુષ્ટ અભિલાષાઓથી ઉરપુર ઉભરાતી હતી. એ બૉમથી અંજાણ નહીં હતું; અને એજ બૉમનું કુંમી તરફના ચાલુ અભાવ ને તીરસ્કારનું મુખ્ય અને અફસુસ કારણ હતું. તે ભુલી નહી શકતો હતો, તે બેરહેમ મા બેટીઓએ

પોતાના મુરબ્બી તોલના મામાજી સાથ તેવણુની છેક છેલ્લી મરતી ઘડીવેર તેઓએ ચલાવેલી નિરદય અને બેકદરં વર્તણુંક. મરનાર સાથની તીરસકારી કાઢવા જોગ તેમની જાલેમ ગેરવર્તણુંકે તેના જીગરનાં ઉંડાણુમાં તેઓ માટે ભારે ખલભળાટની જોરાવર લાગણીઓ વ્યપાવી હતી કે જે લાગણીઓ જાહેરમાં પ્રદર્શીત કરી દેતાં અત્યાર તુલીકમાં તે જ્યાર ત્યાર બડી મુસ્કેલી-થીજ અટકી શકયો હતો. પોતાના બાદશાહી મામાને દરેક રીતનું સુખ હતું, મગર તેવણુના તે સંસારના મોંટા સંતાપે તેવણુની જીંદગીને કેટલી હદ સુધીની કાહેલી ને દુઃખી બનાવી દીધી હતી, ને તેને સારી રવેસે રોશન હતું; અને તેથીજ, તે બન્ને મા બેટી તેને આટલી થઇને ગમતી નહીં હતી.

વળી તે બેઉ મા બેટીઓનું એવું ધારવું બી બીલકુલ ગલત હતું કે બૉમ ફ્રેની લૉડજમાં આવી તે અગાઉ ફ્રુંમી પર જરારની બી ખાટી મીઠી નજર રાખી ધ્યાન આપતો હતો. તેઓની એ ધારણા તો તેઓના મનની માત્ર ભ્રમણા હતી. તેમાં લેશ ભાર પણ વજુદ જેવું નહીં હતું.

બૉમ કુંમી સાથ અગાઉ બોલતો ચાલતો હતો એ ખરૂં, મગર તેનો સબબ જુદોજ હતો. તે મોટા લૉડજમાં પોતાનો વખત બી તો તેને સોહવડાવવો જોઇએ કેની? એટલે તે કુંમી સાથ તમામ મન વગરનું પણ ફ્રરજ્યાત બોલતો હતો. કોઈ સાથે તે અંધાર જેવા જબરદસ્ત મોટા મહાલમાં બે ઘડી મોંહ હીલાવીને વખત કાઢવા બોલવું તો જોઇએજ એટલેજ બીજું કુંમી સિવાય ત્યાં તે વાર કોઇજ ન હોવાથી તે તેણી સાથ ફ્રરજનો મારેલોજ બોલતો ચાલતો અને હરતો ફ્રરતો હતો, બાકી બીજું વધુ તો કાંઇજ નહીં હતું. તે તે બંન્ને મા દીકરીઓને પોતાના મરનાર મામા તરફ્રની તેઓની ન છાજતી અને બેકદર ચાલ માટે ખરાં મનથી ધીક્કારતો હતો. સર શાપુરજીની જીંદગીને અકારી અને કડવી બનાવી મેલનાર તે બેઉ તરફ્ર તેને મનમાં બહુજ કાર હતો; પણ તે તે કંઇજ બોલ્યો કે બોલતો, અત્યાર વેરમાં, નહીં હતો; અને જાણે કંઇ તે બધું જોતો, જાણુતો યા સમજતોજ નહીં હોય તેમ તે આટલાં વરસો વેર તેઓ સાથ વરસ્યો હતો. અને તેથીજ, આઇમાય અને કુમી તેને માટે એવો ખોટા વિચાર લઇ બેઠાં હતાં કે તે કુંમીપર ધ્યાન આપતો હતો, અને મોડે વેહેલે તે તેણી સાથ ગોઠવાવાનો ઇરાદો મનમાં વસાવી રહયો હતો.

પણ તેટલાં તો ફ્રેનીની નધારી લૉડજમાં આમદ થઇ. સર શાપુરજીને એક ખાનગી મદદનીશ જોઇતો હોવાથી, તેવણે તે ઓહ્દાનો અખત્યાર પોતાની

એક દુરની ગરીબ પણ ઇજ્જતદાર સગીની બેટીને તેડી સોંપ્યો, અને તે (ફેની) આવીને આવી કે બાંમને એક મનગમતો અને દિલખુશ સોબતી મળી જવાથી, તેણે ખુદરતીજ કુંમીની અનગમતી અને અળખામણી સોબત છોડી.

વાત તો ખરી બધી એમ હતી, જ્યારે ઉલ્ટું અને ઉંધુંજ, ફેનીની આઇમાય, કુંમીને અકારી થઇ પડેલી આમદની અગાડિ, તે બંન્ને મા બેટીઓ બાંમની ચાલને માટે માની, ફોકટમાંજ, ખરી વાતની સ્વપ્ને પણ વાકેફી વગર, ગોટાં ખાવાં કરતાં હતાં!

"ખરેખર દીકરી કુંમી, એ આવી કે બાંમની નજરમાંથી તું ઉતરી ગઇછ!" આઇમાએ થોડો વાર રહી ખામોશી તોડી, પોતાની બેટીના બોલવાને ટેકો આપ્યો, "એની ખુબસુરતીથી એ તમામ અંજાઇ ગયોછ."

"પણ માહરેથી એ કારમખી એટલી બધી તે શું ખુબસુરત છે કે બાંમ એનીપર અચપુચ રીદા થઇ ગયો?" કુંમીએ ગુસ્સાથી પોતાનો પગ અફાળી જાણવા પુછ્યું.

"તે તો તુંજ તાહરો ચેહેરો આરસીમાં જોઇને નક્કી કર!" આઇમાએ મોંઘમમાંજ જવાબ કર્યો, "કુંમી, એ તાહરી માનીતી મુરાદ વચ્ચે મોટી નડતલ ઉભી તો વગર શકે થઇછ, અને તે દુર થવી બી બડી મુશકેલ છે, એ તો દીસતુંજ છે. મેં તાહરે માટે એ બાબતમાં, કુંમી, તું જાણેછ તેમ ઘણું કર્યું છે. તે દાહાડે બી મેં એને અત્રેથી ખેરવીજ નાંખવાની બાજી સફાઇથી ખેલી જોઇ, પણ મુવા પેલા ઘરડા બિલાડા કૅનને વચમાં આટો બારી માહરી ઉમીદને ધુળમાં રગદોલતી કરી. હું નથી ધારતી કે હવે કંઇ બીજા સારા સીધ્ધા લાગો એને લૉફ્ની લૉડજમાંથી દુર કરવા માટે મને આશાની યા સહેલાઇથી મળે! પણ તે મળે યા ન મળે, તો બી બનતી દરેક તકે ફેનીને અહીંથી, તાહરે ખાતર, ખેરવી નાંખવાની એકેએક બની શકતી તજવીજ હું ચાલુ આદરસ. તે માટે તો, કુંમી, તું ખાત્રી રાખજે!"

"તે માટે મને તમારે વિષે પુરેપુરી ખાતરી છે, મ્મા!" કુંમી ઉઠીને આઇમાય બેઠાં હતાં ને ખુરશીના હાથાપર જઇ બેસી, તેવણને ઘણીજ મમતાથી એક ચુંમી લઇ, તેવણનું માથું પોતાનાં પેટમાં પ્યારથી દાબતાં બોલી. તે ગમે તેવી લોભી, સ્વાર્થી, અને અદેખા ખવાસની હતી મગર તે

સર્વ છતાં તેણીના જીગરમાં પોતાની માવિતર માટે બેહદ માન અને આહ હતો. તે પોતાની માતા માટે હદ વગરનો પ્યાર ધરાવતી હતી, અને તે માતા પણ પોતાની બેટીને ઘણુંજ હેતથી ચાહતી હતી.

ખુદરતનોજ એ એક કાયદો છે. માતાની બચ્ચાં પ્રત્યેની અને છોકરાંની પોતીકી માવીતર તરફની પ્રીતિ રોજે અવ્વલથીજ એવી મક્કમ અને ધાડી સદાની છે. ગમે તેવી એક મા અથવા બચ્ચું હશે, ગમે તેવું રદબાતલ, વીખરેલ યા બેહુકેલ હશે, તેના જીગરમાં હયા કે મોહબત જેવી ચીજ કોઈ વાસ્તે એક કટરા ભાર બી હસ્તી ધરાવતી ન હશે, છતાં પણ એક ચીજ તો તેના હૃદયના ઉંડાણમાં—તેના ગમે તેવાં રદબાતલ યા બદકેરદાર અંતઃકરણના મુળમાં જડ ઘાલીને બેઠેલી તો અવશ્ય હશેજ, અને તે તેની મા અથવા બાળક તરફનો પ્યાર છે. એ પ્યારનો નાશ કદી થયો યા થતો નથી.

"તમે માહરે વાસ્તે ઘણું કરોછ, તેથી, હું સદંતર વાકેફ છું, મ્મા ડાર્લીંગ, પણ માહરે કમનશીબે તમે તેમાં ફાવતાં નથી એ ખચ્ચીતજ માહરી તેમજ તમારી મોટી દીલગીરી ને નાશીપાશી છે."

"કુંમી દીકરી, હું તાહરાં ભલાંને ખાતર શું શું કરી રહીછ તેની તુંને પુરી ખબર નથી," કુંમીને પેટમાં દાબતાં તે હેનાલુ માતા બોલી, અને તે બોલતાં તે દિલથી ધ્રુજી, કુંમી ખાતર તે કેવાં કાલાં કર્તુકોમાં ભાગીદાર બની હતી તેની યાદ થતાં તે પોતાના અંતઃકરણના દંખથી ચમકીને ધ્રુજી, "મેં તાહરે ખાતર શું શું કરવા માથે ઉડાવ્યુંછ તે તુંને કાંઈજ માલમ નથી. હું—હું—" પણ તે વધુ બોલતાં અચકી ગઇ; કેમકે તેજ વખતે લૉડજના એક નોકરને અકળાયલો ગભરાયલો તેઓ તરફ દોડી આવતાં તેણીએ જોયો.

કંઇ છુપી ધાસ્તીની ગેબી બશારતથી તે ખુરશીમાંથી ઉઠી ઉભી થઇ. "શું છે?" તેણીએ દબાયલા અવાજે પુછયું.

"ઓ, બાઇ, બાઇ, બહમનજી શેઠના રૂમમાં આગ લાગીછે," ધાસ્તીથી ઉશકેરાયલો તે નોકર ભાગાં તુટા શબ્દોમાં ઉપલું બોલ્યો; અને તે સમજતાં સાથજ હેબતથી હડબડી જઈ આઇમાય ધબબ દેની કે પાછી ખુરશીમાં ઢલી પડી!

# પ્રકરણ આઠમું.

ફેનીની ખુશહાલી માઇ સમાઇ જતી ન હતી. કેવા મોટા હરખના ખરા દિલના જબરા જોશથી તે તે વાહલા જવાંનની છાતીમાં પ્યારથી દબાઈ તે શું સમજાવવું જોઇશે? તે વાહલા જવાંન માટેની તે દિલજીત રૂપસુંદરીની સુમાર વિનાની ફીદાગીરી અને પાક પ્યારના જોરાવર અને અસરકારક રોહએ તેણીનું જુવાંન નાજુક જીગર ભારે ખુશહાલીના મોટા જોશ સમેત તેણીનાં ગલામાંજ લાવી ખુટાડયું એમ કહેવામાં શું એકકે સહરાગત કહેવાશે?

તેણીની તે જવાંન પ્રત્યેની અથાગ ફીદાગીરીની કસોટી વિચિત્ર ફીસમે કરી તેણીનું ઇમતેહાન લેવા સાથ લગોલગ તે પ્યારા હાથની માંગણી કરવાની બૉમની અણધારી આદ્રરની, એક પળ અગાઉ દુઃખ અને નાશી-પાશીની નીરાશીથી ચીરાઇ જતાં જીગરવાલી તે મનમોહન માહજુબ બીજીજ પળે તો પોતાને સ્વર્ગ સુખી બનેલી માનવા ને ધારવા પડી.

"ઓ, બૉમ—બૉમ!" તે પ્યારા જવાંનની ગોદમાં વધુ અને વધુ હેતથી દબાતાં, અને હરખના આંસુઓની ધારાથી ભીંજાઇ ગયલા પોતાના ગોરા ગુલાબી ગાલો કે જેમાં તેણીના હસતાં અને મલકાતાં સાથ ચુમવા લાયક ખાડાઓ ખુદરતી પડી, તેણીની સુંદરતાને ઓર બી મનઆકર્ષક અને મોહ પમાડનારી જલેહ દેતા હતા તે, તે વાહલા જવાંનની નજદીક ફીસ માટે ખરા દિલનાં હેતથી ધરતાં તેણી પ્યારથી બોલી, "તેં મને આજે સ્વર્ગ સુખીજ બનાવીછ! જાંણે-જાંણે હું માની શકતીજ નથી, બૉમ ડીયર, કે એ માહભારત સુખ માહરાં નશીબમાં એક ઘડીના ટુંકા અને ટચ સમય માટે પણ કદી સરજાયું હોય!"

"ડાર્લીંગ, તુને એમ નહીં માનવા યા ધારવાનો સબબજ શું છે?" બૉમે તે મધુર મુખડાને ચુમ્મીઓથી ભરી નાખતાં કહયું.

"સબબ? સબબ તો તાહરાં ખાનદાનનો છે! બૉમ, તું કોણ અને હું કોણ? તું એક લક્ષાપતી સરનાઇટ મામાનો ભાણેજ અને વારસ, ને હું-હું મુફલેસીમાં———"

"મુગી રહે, ફ્રેની! જે ગમે તે ના બોલ!" ઑમ તેણીને બોલતી અટકાવી બોલ્યો, "વાહલી, તું મને જે છે તેજ પ્યારી છે. મને બીજું વધુ કંઇજ જોઇતું નથી. ડીયર, હું તુંને ચાહુંછ–કેટલી હદ સુધીના જોરાવર ને બુલંદ પ્યારથી ચાહુંછ તેનું વર્ણન, ડાર્લીંગ, હું તુંને શબ્દોથી આપી શકતો નથી. મગર મને કહેવા દે કે તું પ્યારી પુતલીને ખાતર તમામ દુન્યાનો ભેગો ખજાનો પણ હું ઠોકરે મારવા તૈયાર છું." તે પાક પ્યારની જોરાવર પુરવારીઓ પુરી પાડનારા અસરકારક ને જુસ્સાદાર સખુનોનો મુંગો સ્વિકાર ફ્રેનીએ તે વાહલા જવાંન માટે મોહબ્બતનાં મધુર મીઠાસથી છલોછલ ઉભરાતાં પોતાનાં જીગરની પુરવારીઓના પ્રતીઉત્તરમાં ઘણુંજ હેતથી તેને ચુંબન કરતાં કર્યો.

"ઓ હું કેટલી સુખી થઇ?" તે બોલી, "ઑમ ડીયર, તાહરાં મામી–"

"ફ્રેની," તુરતજ ઑમ તેણીને બોલતી અટકાવી જરા કડવા સાદે બોલ્યો, એ માહરી મામીનું નામ તો તું વચમાં લાવતીજ ના. તાહરે જાણવું જોઇએ કે હું હવે આ લૅાડજ અને તેની મીલકતનો એકલો અખત્યાર ધરાવુંછ, અને મને કોઈ સાથે લેવાદેવા યા સ્નાનસુતક નથી. હું માહરું કામ કેમ લેવું તે બરાબર સમજુંછ, અને માહરાં કામની વચ્ચે કોઇને માથું મારતાં હું જોનાર કે સાંખનાર નથી. માહરી મામી આપણા કારજની વીરૂધ્ધ તો જરૂરજ પડશે. કેમકે એવણની હવાઇ ઉમીદ તો મને કુંમી સાથ વરેલો જોવાની છે. કુંમી સાથે!" ઑમ તુચ્છકાર અને અનકાથી હસી આગલ જારી રાખતાં બોલ્યો, "માહરી જીંદગીને જીવતું દોજખ બનાવવા માટે! આઇમાયને પરણી ગરીબ બિચારા માહરા બેહસ્તી મામાજી જેમ દુઃખી ને કાયર થયા તેમ એ માય જેવીજ આબાદ બેટીને વરીને!"

ફ્રેની આ વખતે ધાસ્તીની એક ભયંકર કીકયારી પાડી ઉઠી. બાગ તરફ તે રૂમની ઉઘડની ઉઘાડી બારીમાંથી એક સળગતું કપડાંનું પોટલું જોરમાં અંદર હડસેલઇ આવી આબાદ ઑમના બીછાનાની કુરતણી ઉપર પડયું અને તુરતજ તે કુરતણી સળગી ઉઠી. એ જોતાં ફ્રેનીએ હેબટથી ચીસાચીસ કરી મુકી.

"ઓ માયરે, આગ!" તેણી બોલી અને ઑમે નજર ફેરવી જોયું તો તેનો ધોલ્યો આખો સળગી ઉઠયો હતો, અને પેટ્રોલનો મજબુત વાસ તેમાંથી નિકલતો હતો.

"એ પેટ્રોલ કાંહાંથી વાસ આવેછ?" તેણે અજબ થઇ પુછ્યું.

"એ પેલા અંદર હડસેલઇ આવેલાં પોટાંનું છે. તે પેટ્રોલથી પચ-પચાવેલું હશે. એ અંદર કોઇએ નાંખ્યુંછ, જાણી જોઇને! માયરે હવે શું કરીએ બામ? તાહરાથી ઉઠાશે કે જલદી ચલાશે બી નહીં? ઓ, હવે શું કરૂં?" તેણી સરયામ ગભરાઇ ગઇ અને ચોસાચીસ મદદ માટે કરી મુકી.

"ફ્રેની ગભરા ના, ધીરી થા. માહરી ચીંતા ના કર. બાહાર દોડ ને માણસોને બોલાવ, તે લોકને કહે કે પાણીની બાલદીઓ જલદી લેતા આવે. એ છમકલું હમણાં બુજવઇ જશે?" બૉમે ફ્રેનીને ધીરજ આપી કહયું. પણ ફ્રેની તો સસરી નહીં. ધુમાડા ને બલતાંથી ઘેરાઇ ગયલા તે રૂમમાં પોતાના પ્રાણપ્રિય બૉમને એકલો ધાસ્તીમાં છોડી જવા તેણીએ ધસીને ના પાડી.

"હું કહું તેમ કર! માણસો બધાં પછવાડે હોશે તે કોઇ તાહરી બુમ સમજવાનું નથી. તું માહરી ચીંતા ના કર. બળતું આય તરફ તરત ખેંચાઇ આવશે નહીં. ફ્રેની, જા દોડી જા, માણસોને તેડ!"

"ઓ હું કેમ તને એકલો છોડી જાઉં, બૉમ!" ફ્રેની ગભરાતથી ગાફેલ જેવી બની ગયલી બૉમને વલગી પડી બોલી, "ઓ આવ તને અહીંથી હું ઉઠાવી લઇ જાઉં!"

"અરે તું શું મને ઉંચકતી'તી!" બૉમ તેણીની તેને માટેની હદ વગરની કાલજી અને ફીદાગીરી માટે મનમાં મગરૂબ થતાં ને મલકાતાં હસીને બોલ્યો, "હું કહું છું તેમ કર. દોડ, માણસોને બોલાવ!"

અંતે ફ્રેની બીજો કંઇ ઉપાયજ ન જોઇ તાબે થઇ ગઇ. તે માણસોને તેડવા દોડી. સુભાગ્યે તેણીની બુમો હૉલમાં સાફસુફ કરતાં બે ત્રણ માણસોએ સમજી હતી. તેઓ તાબડતોબ ઉપર દોડી આવતાં તેણીને સામાજ મલ્યાં.

તેણીએ ઝટ શું બન્યું હતું તે તેઓને કહયું, અને બૉમને એક આર્મચૅર ઉપર મુકી રૂમની બહાર પહેલાં લાવવાનો તેણે તાકીદનો હુકમ કર્યો. તે હુકમની બજાવણી કરવા તેઓ તુરત ધસ્યા, પણ બૉમે ધકેલો મારી તેઓને પોતાની નજદીકથી હડસેલી કાઢયા.

"મુરખાઓ, પહેલાં એકદમ આ સલગતાંપર પાણી નાંખી તેને બુજાવી નાખો. મને બહાર લઇ જવાની શાંની એટલી બધી નાહકની અફડાતફડી

કરોછ ? આવ બોલ બોલતાંમાં રૂમની કારપેટ સળગી જશે. તે સળગી ઉઠતી અટકાવો!"

તે નોકરોએ તેમ કર્યું. હાંડેહાંડે અને બાલ્દી બાલ્દીએ પાણીનો મજબુત મારો ચાર પાંચ મિનીટ ચલાવી તેઓએ ભુલકું બળતી નાંખ્યું.

આઇમાય બી એ અરસામાં ત્યાં ઘસડાતાં ફસડાતાં ધાસ્તીથી ઉડતાં છગરે ગભરાયલાં અકળાયલાં આવી લાગ્યાં. તેવણનાં પેટમાં કલેજી ન હતી. તે નવા ધડાકાએ તેવણ પાછાં પાણી પાણી થઇ ગયાં હતાં, અને દેહ્બતથી હડબડી જઇ ધમમમ દેતાં કે ખુરસીપર ફસડાઇ પડયાં હતાં, એ તો આપણે આગલ વાંચી આવ્યા.

"ઓ માય, એમ શું તમે ઢગલો પુંજો થઇ જાવછ? ઉપર આવો તો ખરાં, શું થયું તે તો જોઇએ?" કુંમી તેવણનો હાથ ખેંચી બોલી અને આઇમાય જીવ ઉપર જોરાવરી કરી, દાંતો મજબુત કચકચાવી જેમ તેમ ઉપર ગયાં. ભડકું તે વાર બુઝાવી નાખવામાં આવ્યું હતું.

"અહીં આવો, તમો બેચાર જણ બાગમાં દોડી પોહોંચો, અને બરાબર તપાસ કરો કે ત્યાં કોઇ છે કે? એ પેત્રોલથી પચપચતું સળગાવેલું પોટું અંદર કોણે ફેંકયું તે હું જાણવા માંગુછ, જાવ!"

થોડાં માણસો તાબડતોબ તે હુકમની બજાવણી કરવા દોડી ગયાં.

"એ વળી શું નવી આફત, બૉમ.!" બૉમની નજદીક આવી બેસતાં આઇમાય દયાથી બોલ્યાં, "એ તાહરાં કોઇ દુશમન પરજ કેમ એવા ગજબનાક વીંટબનાં વીંટેછ?"

"હું તેજ જાણવા માંગુંછ કે એ માહરાજ રૂમમાં ને તે બી વળી માહરાજ બીછાણાપર બરાબર ખાખસુસ ફેંકવાની કોણે એમ સરકશી કરીછ? હું જો એ ઢોલિયા પર તે ઘડીએ હોતે તો જરૂર બળીને ભસ્મ થઇ ગયો હોતે!"

"કેવું ભયંકર!" કુંમી બોલી, "એ કોણે કીધું હોશે? ને એમ કરવામાં તે કરનારની શું મતલબ હશે?"

"તે તો હવે આપણેનેજ એ ફેંકનાર ધણીને શોધી કાઢી જાણવાનું છે." બૉમ બોલ્યો, "પણ એટલું તો દીસતુજ છે કે એની નેમ માહરી તરફ છે. પણ કાંય ને શા સારૂ તે હું સમજી યા અટકળી શકતો નથી."

"મને તો લાગેછ બહમનજી કે આંવ કર્પીણુ કામ પેલાજ ધણીનું છે કે જે ધણીએ પેલી ડાળી તમારા સરપર તોડી પાડવાની હીચકારી કોશેશ તે દહાડે કરી હતી," ફેની બોલી.

"હું પણ એમજ ધારૂંછ," કુંમી બોલી, અને તે સમજતાં આઇમાયનો ચેહેરો એક ધોએલી ચાદર કરતાં વધુ સિઆહ તો તે પગે નજ થયો.

"માહરી તો આજે બી તે દહાડાની કાંનીજ તમને મજબુત ભલામણ ને આગ્રહ છે કે એ બાબત પોલીસને ખબર કરો; કારણ એવો ત્રીજો બનાવ ફરીથી નહીં બનશે તેની જામીનગીરીજ શું છે?" ફેનીએ સુચના કરી.

"હું પોલીસનું લફરૂં કરવા માંગતો નથી. પણ એ બાબતની મુળ મકસદના હેહાણુમાં તો હું તલાસ ચાંપની કરાવવા માંગુછજ. એ હીચકારા હુમલાઓ માહરો જીવ લેવાની તલબથીજ થયાછ એમ મને બી ગજબુની સાથ લાગેછ. તેથી, એ બાબત વધુ ખોળ કરવા હું ઇન્તેજાર છું. હું એક માહરા મિત્ર પ્રાઇવેટ ડીટેકટીવને એ સંબંધી તલાસ કરવા તેડાઉંછ. કેમ મામીજી એ ઠીક કેની?"

પણ મામીજી જવાબજ શાંના દેય? ત્યાં ચાલી રહેલી વાતના ધડક ધ્રુજારાથી એવા તો જોરાવર ગભરાટ અને દહેસ્તની જાલમ અસર તેવણુની ફીકર ચીંતાથી ઉશ્કેરાઇ રહેલી નમ્ર તબિયત ઉપર થઇ હતી કે તેની મજબુત અસરમાં તેવણુ તો બેહોંશ બની ગયાં હતાં!

---:o:---

## પ્રકરણ નવમું.

---:o:---

એક પખવાડીઉં પસાર થઇ ગયું. સપાટામાં પંદર દહાડા નિકળી ગયા, પણ તે અઇયામમાં કંઇ બી નવું નોંધવા જોગ બન્યું નહીં.

પ્રાઇવેટ ડીટેકટીવ આવ્યો અને ગયો બી. પણ તે કંઇ પણ કરી શકયો નહીં. તેણે અથાગ શ્રમ તે ભેદ ખુલ્લો કરવા માટે, તેને ઇનસાફ આપવા ખાતર અમારે કહેવું તો જોઇએજ, ઉઠાવ્યો; પણ તે કશુંજ નવું બજ-

વાળું ને બનાવની બાતેનની મકસદપર નાંખી શકયો નહીં. તેણે બીરયાર મહેનત અને બાગનાં ખુણેખુણાની તલાસ મજબુત હાથે ઘણી હેમત ઉડાવી કર્યા પછી તે ફકત એટલુંજ માત્ર શોધી કાઢવા ફત્તેહમંદ થયો કે બૉમના રૂમમાંની પેલી બારી કે જેમાંથી સળગતું પેત્રોલથી તરબોળ કરેલું મોટું પોટકું અંદર ફેંકવામાં આવ્યું હતું તે, બારીની બરાબર સાંમેજ બાગમાં આવેલાં એક મોટાં ઝાડનાં થડ ઉપરથી, નાંખવામાં આવ્યું હતું. એમ અનુમાન બાંધવાનું કારણ એ હતું કે તે ઝાડનાં થડ ઉપરથી કપડાંના ટુકડાઓ, એક અરધી અધુરી પેટ્રોલની બાટલી, અને એક જુની પુરાણી ફેલ્ટ હેટ—જે તેનો માલેક ઉતાવલી નાહસભાગની દોડધામની ધમ ધમાં પોતા સાથ લઇ જતાં ચુકી ગયો હતો—એટલુંજ મળ્યું.

પણ તે ફેલ્ટ હેટે એક નવુંજ અજવાળું તે બનાવ ઉપર નાંખ્યું. તે એ કે ફ્રેનીએ પહેલા અકસ્માતની યાદગાર સાહાંજે બાગમાંના દરવાજા આગલ દમકયા કરતાં જોયલા પેલા પોશાગીર જેવા પારસીનીજ તે હેટ હતી. તે જોતાં સાથજ તાબડતોબ ફ્રેનીએ પીછાણી અને તેપરથી, ત્યારે, એટલું તો બેતકરાર સિદ્ધ થતું હતું કે તે પારસીનોજ આ કાળિણુ કાર્યમાં હાથ હતો. તે તેનાંજ માથાપરની હેટ હતી એમ ફ્રેની ખાત્રીથી અને મજબુતાઇથી ભાર મેલીને જણાવતી હતી, તે એટલું તો સાફ સુચવતું હતું કે તે આગનો જવાબદાર તેજ ચંડાળ પારસી હતો. અને સાથ સાથ વધુ માનવાના તે પરથી પગભર કારણો દીસતાંજ હતાં કે પેલી ડાળીના તોડી પાડવાના બુરા કર્તુકનો તકસીરવાર બી તેજ હોવો જોઇએ. પણ હજી એ છેલ્લી બાબતની ચોકસ માન્યતા માટે માત્ર એક સિવાય બધાંનાં મનમાં થોડો ઘણો વસવસો ને દગદગો હતો. તે એક તે લેડી આઇમાય આઇબારા હતી. તે તો ખાતરીથી જાણુતી અને માનતી હતી કે તે બેઉ કાળાં કર્મો તેના મુજી ભાઇ બેરામ બામબોટનેજ આભારી હતાં, અને તેણીની તે ખાતરીને પેલી ડીટેકટીવે ઝાડપરથી શોધેલી ફેલ્ટ હેટે મજબુત ટેકો આપ્યો હતો.

તે તેણીએ જોતાં સાથજ પીછાણી; અને જે વારે તે બધાંઓ જે રૂમમાં બેસી વાત કરતાં હતાં ત્યાં તેઓ વચ્ચે તે લઇ બોમને શોધ્રનો ને બોલાવતો તે પ્રાઇવેટ ડીટેકટીવ આવ્યો ત્યારે તેની પર નજર પડતાં સમેત ઘાસ્તીને મારે ફરી એકવાર બેફામ પોતાને બની જતી જેમ તેમ અને મહા મુશ્કેલીએજ લેડી આઇબારા અટકાવી શકી હતી.

ઘડી ઘડી એમ બેશુધ બની જવાનું કેમ પરવડે? એકવાર તેમ થવે તો બધાંએ એમજ માની લીધું હતું કે બૉમના જીવ ઉપર આવી પડેલી ન ધારી ધાડની ધાસકથી તેવણુ બીચારાં ડર ખાઇ જઇ બેશુધ બની ગયાં હતાં, પણુ એમ વારેઘડીએ અને તે બી વળી પેલા કોઇ બૉમના છુપા મુદઇની જરા જેટલી વાત નિકળતાં જો તેવણુ ફીકકાં ફૂચ મારી શુદ્ધ બુદ્ધ વગરનાં અવાર નવાર થાય તો પછી બીજાઓના મનમાં તે માટે શંકા કે વહેમ ઉત્પન્ન થાય તેમાં શી નવાઇ? એ ચીંતાના બેવડા બનેલા ધાકથી તો તેવણુ છરીની ધારપર આટલા દાહડા રહ્યાં હતાં, તેમાં પેલો પ્રાઇવેટ ડીટેકટીવ જ્યારે આવતો ત્યારે તો તેવણુનાં લપ્પાંજ હર વેળા લેવાનાં હતાં. પણુ જ્યારે આઠ દશ દિવસ પછી તે કંઈ વધુ કરી શકવા અશકત હતો એમ જાહેર કરી તે લૉડજમાંથી હંમેશનો તે કામથી હાથ ઉઠાવી ગયો ત્યારે લેડી આઇબારાએ છુટકારોનો દમ શાંતીથી ખેંચ્યો!

પણુ એમ થતાં કયાં બધી તેણીની બલાઓ દુર થઈ હતી. ડીટેકટીવ વધુ કંઇ પણુ ન કરી શકવાની ઉમેદ દરશાવી, લૉડજ છેલ્લો છોડી ગયા સાથ કયાં આઇમાય પરની આફતોની હસ્તી નીસ્તીમાં ગરક ગઇ હતી. તે ડીટેકટીવ આવ્યો તેવોજ તેવણુના મોટાં નશીબે કંઇ બી ધરખમ બજાવ્યા વગર નીરાશ થઇ તેવણુની મોટી ખુશહાલીજ વચ્ચે પાછો ફર્યો હતો એ વાત ખરી, મગર તેથી કંઇ બેરામ સાથ તેણે કરેલાં શયતાન્યત સાંટાનો નિકાલ કયાં સદાનો આવી ગયો હતો? તેણીએ પસાર કરેલું બૉમની કજાનું વૉરંટ તો તેના દુષ્ટ ભાઇ પાસ હજી કાયમ હતું. તે તે રદ કરવા શકિતવાન બની ન હતી; એટલે રાત દિવસની એ બીજી મોટી ધસક તો ચાલુજ હતી કે રખે બેરામ એક બીજો વધુ ફટકો તુરતમાંજ મારે, કે જેમ બનવું ધાગું અસંભવીત તો આગલા ઉપરાસાપરી બની ચુકેલા બે બનાવો ઉપરથી જોતાં બીલકુલ નહીં હતું.

પાણીના રેલાની માફક પંદર દિવસો ગબડી ગયા હતા; અને તે પછીના એક શુકરવારની સહવારે સાડા અગ્યાંરના સમયે લૉફ્ટી લૉડજમાંના સઘળાંઓ તે મોટા મહાલના બહારના ગંજાવર વરંડા ઉપર વાત કરતાં બેઠાં હતાં. બૉમ પણુ હવે ચાલહાલ કરવા શકિતમાન બનેલો હોવાથી આવીને ત્યાં એક ઇઝીચેર ઉપર 'ટાઇમ્સ' વાંચતો લેટયો હતો. કુંમી એક નૉવેલ વાંચતી તેની બાજુમાંજ બેઠી હતી. લેડી આઇબારા ગંભીર વિચારોમાં એક

અંગ્રેજી ફેશન પેપરના પાનાંઓ બેદરકાર ને બેધ્યાન ફ્રીસમે ઉખલ્લાવતાં તેઓની નજદીકમાંજ બેઠાં હતાં અને એ ત્રણથી જરાક છેટે ફ્રેની કંઇ ગુંથતી બેઠી હતી.

"જૉમ?" આઇમાયે પેલું ફેશન પેપર એક બાજુની ટેબલ ઉપર ફેંકતાં જૉમને હાંક મારી.

"કેમ મામીજી?"

"દીકરા, હું તાહરી સાથે એક ઘણી અગતની વાત કરવા માંગું છ. એ વાત કહેવા માટે આજે દહાડાઓ થયાં હું ઇન્તેજાર છું. તું સમજશે?"

"મોટી ખુશી સાથે! કાંય નહીં?" જૉમે ટાઇમ્સ બાજુ મુકતાં જણાવ્યું. આઇમાય તે સમજી કુંમી તરફ ફર્યાં. "દીકરી કુંમી, ફ્રેની તમે બેઉ તેટલાં જરા બાહાર બાગમાં ફરશો યા અંદર જશો, એક પાંચ દશ મિનીટ!"

તેઓ બંને–કુંમી અને ફ્રેની–તુરત ઉઠવાં અને તે અર્જને માન આપી બાહાર બાગમાં લટાર મારવા નિકલી પડયાં.

તેઓના દુર થવા પછી આઇમાય પોતાની ખુરશી જૉમની સામે નજદીકથી ખેંચતાં બોલ્યાં; "જૉમ, હવે તાહરો શું ઇરાદો છે? તું દાહાડે વાહરેનો તો કે દાહાડનો થઇ ચુકોછ, અને ખુદાએ બક્ષેલું બી તાહરી કને પુરતું છે, એટલે હવે તું સંસારમાં જેમ બને એમ જલદી પડે એ જોવા હું ઘણી ઇન્તેજાર ને ખુશી છું. અલબતાં તરતમાંજ તાહરાથી લગ્ન તો મરનારના શોકની યોગ્ય મુદત વિતયા અગાઉ થાયજ નહીં; પણ તે માટેની તૈયારીઓ હું કરી રાખવા માંગું છ. બેટા બાબ, તાહરી કંઇ એવી ભલાઇમાં ભાગ લેવા હું બેહદ તત્પરછું અને તેથી, હું ઇચ્છું છું કે હવે તું કોઇ સારે ઠેકાણે ગોઠવાવાનો વિચાર કરે. વળી સારૂં ઠેકાણું બી તું શા સારૂ ને કાંય શોધવા જાય? જ્યારે છને તાહરે ઘરને આંગણેજ આવી ખુબસુરત પુતલી એક પડેલી છે, તે છોડી બીજી કોઇની શોધમાં તને જવાની અગત કાંઇજ નથી. એ તાહરે માટે દરેક રીતે લાયક મોહોરદાર છે."

"મામીજી, માહરો બી એજ વિચાર હતો અને છે. તમારી માહરા પ્રત્યેની આવી ખેરખાહીભરી ઉંડી દિલશોઝી માટે હું તમારો આભારી છું. તમે મને આજે કહયું તે અગાઉનો એ મને વિચાર આવ્યો છે, અને મેં તે

મર પુખ્ત ખ્યાલ દોડાવી તેનો નિર્ણય પણ કરી નાંખ્યો છે. તમે સમજીને ખુશી થશો કે તમારા વિચારને આબાદ બંધબેસ્તું ને મળતુંજ મેં અત્યાર આગમચ કર્યું છે. આપણા ઘેરનીજ એક મધુરી મોહીનીને આજે પંદર દિવસ થયા વરવાનું વચન હું આપી ચુકયો છું. મામીજી, તે આપણી ફ્રેની છે," બૅામે કહ્યું. જાંણે મામીજી કોણને વાસ્તે તે વાત કરતાં હતાં તેથી સદંતરજ અજ્ઞાન હોય એવીજ બોલી બટાક અદાઓએ તેણે પોતાના ફ્રેની સાથના નકકી થઇ ચુકેલાં કારજની વાત સફાઇ અને સીફતથી જાહેર કરીં.

એક તાટવેલો ભાલો છાતીની આરપાર કોઇએ ઓચીંતો ઘોંચી ઘાલ્યો હોય તેમ લેડી આઇમાય આઇબારા તે ખબર સમજી ચમકી ઉઠયાં.

"શું?" તેવણે અજાયબી અને અકલામણથી ડોળા ફાડીને પુછ્યું, "તું શું બોલ્યો?"

"હું આપણી ફ્રેની કામા સાથ પરણવાના કોલથી બંધાઇ ચુકોછ!"

"તું કંઇ ગાંડો તો નથી થઇ ગયો, બૅામ? હું કોણને વરે કહેવા ઇચ્છતી'તી ને તું એ શું બકી રહયોછ? તું ફ્રેનીને વચન આપી ચુકોછ?—ફ્રેનીને? બૅામ, ફ્રેનીને?—આય રખડતી ભીખારડીને?" આઇમાય અંતરના સુમાર વગરના ખીજવાટથી ચીચવાયાં, "હું કોણને વરે કહેવા માંગુંછ તે તું જાણેછ કે?"

"હાજી! પણ માહરી પસંદગી ફ્રેની પર ઉતરી ચુકીછ!" બૅામે કહ્યું.

"છોકરા, તાહરૂં મગજ ઠેકાણે લાગતું નથી. એ તું કરવા શું બેઠોછ? શું તને વિચાર કે વકુફ નથી કે તું કોણને પરણવા તૈયાર થયોછ?" આઇમાય બખાલ્યાં.

"મને ઇંચેઇંચ લાયક મોહોરદાર નિવડે એવી એક સદગુણી નારને!" બૅામ ધીરે રહી બોલ્યો.

"જરા બી નહીં. તે કોણ–તું કોણ? તે કાંહાં–તું કાંહાં? ને એ શું બેવકુફાઇ? અર્થી વગરની તે ભીખારડી ને એબલગામણી દુકતી સાથ તાહરા જેવા એક ધનાઢય શેઠયો વરે, ઓ, એ શું કહેવાય?"

"મામીજી, હું તમને અરજ કરૂંછ કે ફ્રેની માટે કંઇ બી પ્રકારનો એક પણ આડો સખુન ઓચરવાથી મહેરબાની કરી તમે

પરહેજ્જ રહેજો. તે ગરીબની છોકરી છે તેથી કંઇ તેને ગુનેહગારી કોધી નથી, તેથી કંઇ તે જે અપશબ્દો તમે તેના માટે કાઢી રહયાંછ તેને જરા જેટલા વાસ્તે પણ લાયક નથી."

"ઍામ, મને લાગેછ કે તાહરૂં મસ્તક ઠેકાણે નથી, નહીં તો તું એમ બોલે યા એવું કરેજ નહીં. ફ્રેની સાથ વરવાથી તાહરા મોટા મોભ્ભા, આલા દરજ્જા અને માન પામેલી ઇજ્જતની કેવી બરબાદી થશે તેનો કંઇ તને હાલમાં ખ્યાલ થનો હોય એમ લાગતું નથી. તુંને તાહરા મોભ્ભા અને ખાનદાનની બુલંદીનો ખ્યાલ દાનેશમંદીથી કરી એ વાતથી એકદમ બાઝ ઘણું મોડું થઇ જવા પામે તે પહેલાં આવી જવું જોઇએ, એવી માહરી તુંને ખરાં અંતકરણની સલ્લાહ છે. ઍામ, માનજે." ઘણીજ અસર-કારક કીસમે બોલવાનું જારી રાખતાં લેડી આઇમાય આઇગારા બોલ્યાં, "ખાત્રીથી માનજે કે ફ્રેની જેવી બુન્યાદ અને ખાનદાનની હલીકી ને"—

"ચુપ રહો !" ઍામે મિઝાજ ખોઇ ગગડાટ કર્યો. પોતાની મોહબતની મુરતીને એમ હલકા વિશેષણો વડે ચોક તેની હાજરીમાં દેવાતાં તે કેમ સાંખી જઇ શકે ? તેણે ઘણોજ ગુસ્સો કરી વધાર્યું. "એક બોલ બી એ બાબત વધારે બોલતાં નાં. મેં જે કીધુંછ અને કરૂંછ તે વાજબી છે અને અગર એકબારગી ગેરવાજબી બી હોય તો તે માટે હું જોખમદાર ને જવાબદાર છું. મને શીખામણ કોઇની જોહતી નથી; તેમજ કોઇને મને શીખામણ સુણાવવાનો હક નથી. હું સમજુંછ બધું બરાબર રીતે કે ખરૂં શું છે, અને તેથી મામીજી, એ વિષે વધું કંઇ નહી બોલવાની હું તમને અર્જ કરૂં છું ?"

"મને શું ? ફોડ માથું ને કાઢ રાતું ! મને તો જે સારૂં ને સીધ્ધું લાગ્યું તે તુંને કહ્યું, પછી તો તે તને અકારૂં યા માઠું લાગતું હોય તો તેમાં કંઇ માહરો તકસીર નથી. માહરી ઇચ્છા ને અરમાન તો તાહરે ખાતર કંઇ જુદુંજ હતું, પણ તને એ બાબતમાં આમ ફટાકે થઇ બેઠેલો જોઇ હું દીલગીર છું. હા ઍામ, બેહદ દીલગીર છું. માત્ર એટલાં માટેજ નહી કે તું માહરૂં તે માનીતું અરમાન પુરૂં પાડવા સામર્થવાન થતો નથી, મગર એટલાંનેજ ખાતર કે ફ્રેની સાથ શાદી કરી તુ તાહરી પોતાની બરબાદી નાહકની કરવાની કોશેષ કરેછ; એક એવી ગજબનાક ખોદારીના ઉંડા ગારમાં તું પડવા માંગેછ કે જેમાંથી તાહરો છુટકોજ થનાર નથી. ઍામ, હું માહરા

બાપના બોલથી તને ખાનરી આપું છું કે ફ્રેનીને તાહરી મોહરદાર કરી એક એવી આફતકારક બલા તાહરે માંથે—"

"બસ ખામોશ! આઇમાય, તમે ભુલી જતાં જણાવછ કે આંય લોડજમાં તમે માત્ર પરોણાં જેવાં છેવ,-અને નહીં કે અસલ જેમ હતાં તેમ તેનાં શેઠાણી! હું તમારી સાથ આડો થવા માંગતો નથી, પણ જો તમો એ બાબતમાં બજીદ બની હડ પકડી રાખી એમ મોંહ ભાવતું માહરી વાહલી ફ્રેનીને માટે કંઇ બી વધુ બોલશો, નો-નો–," બૉમ વધુ બોલતાં અટકી ગયો, "વૅલ, જવા દેવ તમારૂં દિલ દુ:ખવવા હું માંગતો નથી."

તે મોટાં ટાંણાની ભારે બીજાલ્તની જબરી હીણસ્પતીથી આઇમાયનું ઉભરાઈ આવ્યું. તેવણની છાતી ક્રોધથી ધગધગી ગઇ. તેણીની ચશમો અંગારા માફક ચમકવા પડી. તે કાટીલ ટાંણાએ તેણીને ગુસ્સાથી બાહવરીજ બનાવી મેલી!

તે એક ઘણોજ કડક જવાબ તે કડક ટાંણાના પ્રતીઉત્તરમાં આપવા જીભ ઉપાડવા ગઇ; પણ તેટલાં એક ટેક્ષીના સ્લોપ ચઢી આવી માહાલના દરવાજા આગળ થોભવાથી તે અટકી ગઇ.

"વળી એ કોણ આવે કઢંગે વખતે આયું," બૉમ આવે વખતે કોણ મળવા આવ્યુ હશે તે માટે મનમાં અજબ થતો તે આવનારને આવકાર આપવા ઉઠયો. ટેક્ષીનું બારણું ખુલ્યું, અને અંદરથી ઇંગ્લીશ ડ્રેસમાં સજ્જ થયલો એક પારસી જવાંન બહાર નિકળ્યો.

તેને જોઇ બૉમ અને આઇમાય અજાયબીથી અકડી જઈ તમામ દીગમુઢજ બની ગયાં!

"માહરા ખુદા!" બૉમ પોતે જે જોઈ રહ્યો હતો તે એક માનીજ ન શકાય એવું કંઇ હોય તેમ અચરતીથી અડી ગયો. તેણે પોતાની આંખો ચોળીને તે નવા આવનાર ગમ પાછું નિહાળ્યું; જાણે તેની ચશમો દગો દેતી હોયની!

"એ જીવતો! માહરા ખુદાય?—એ જીવતો?—" તે વધુ ખ્યાલ સમતોલ મગજથી સીધ્ધો કરી શકયોજ નહી. તે ખુરસી પર ધમમ દેતો કે પાછો બેસી પડયો!

---

# પ્રકરણ દશમું.

તેઓ અચરતીથી દબાઇ ગયાં! બાંમ તો છેકજ સકમબકમ બની ગયો; પણ આઇમાય જરા જેટલી બી સમયસુચકતા રાખી બીજીજ પળે તેને આવકાર આપવા આગળ વધ્યાં.

"કોણ?—કાવસ," તેવણ અચરતીથી પુકાર્યાં.

"હા મામીજી, તમારો તાબેદાર ભાણેજ કાવસ!" તે બોલ્યો, અને બીજીજ પળે લૅાડજની સીડીઓ ધસારાબંધ ચઢી આવી મોટા હરખના ઉભરા સહીત તેવણને ભેટયો.

"તું-તું-જીવતો?" બાંમે અજાયબીથી અડી ગયલી પોતાની જબાન ઘણીજ કઢંગી ફીસમે ઉપાડી.

"હા, બેરાદર બાંમ, હું જીવતો છું," કાવસ બાંમને ચાંપીને શૅકહેન્ડ કરતાં, તેના ચેહેરા તરફ એક છુપી ફતેહથી ફુગરાતી ચશમોએ જોઇ, હસ્તાં અને ટકોર કરતાં બોલ્યો, "હું જીવતો જાગતો છું," તેણે બેઅદબ ફીસમે ખડખડ દાંત કાઢતાં જારી રાખ્યું, "કેમકે હું મરીજ નહીં ગયો હતો."

"પણ ત્યારે તાહરા મરણના સમાચાર અહીં કેમ ફરી વળ્યા?" અજાયબીનો પ્રથમ ઉભરો સમી જતાં, આઇમાયે હવે જબાન ખોલી.

તે પાછું મોટે સાદે હસ્યો.

"મરણના સમાચાર! હેં—હેં—હેં—હેં! સરવામ જુઠું! તમે જોતાં નથી-હું તો જીવતો જાગતો ને હડતો કડતો તમારી સામે ઉભોછ;" તે ટેક્ષીવાલાને ભાડું ચુકવી આપતાં બોલ્યો, "મામીજી, હું મરી ગયલો હોતે તો વરી જીવતોજ કેમ થને?"

"તે તો ખરૂં! પણ ત્યાંરે તું દુસ્મન ગુજર્યો એમ ખબર અહીં કેમ આવી?" આઇમાએ પ્રશ્ન મુકયો.

"એ તો મેંજ મોકલાવી!" કાવસે ખડખડ હસ્તાં કહ્યું.

"તેંજ મોકલાવી? કાંય? એમ કરવાનું કાંઇ કારણ?" બાંમે પુછયું.

"બાંમ દીકરા," એક આર્મચેર ઉપર અરડાઈ પડતાં તે બોલ્યો. "તેનું કારણ તો તું પોતેજ છે."

"શું ? એ તું શું બોલ્યો, કાઉ ?" બૉમે અચરતીથી ભવાં ચઢાવી ગુસ્સો કરતાં કહ્યું, "મને તાહરા મોહનના સમાચારની સાથ સંબંધજ શું છે ? તું ગમે તેવો માહરી તરફ હોય મગર હું પોતે તો તને–તું ગમે તેવો રદબાતલ અને વડેલ ફટાંઉ છતાં એક માજાયાના અઝીઝ વાહાલથીજ ચાહુંછ, તે તો તુંને સારી પેઠે રોશન હશે ?"

"ઓ ઘણું–ઘણુંજ, બપાવા બૉમ, ઘણુંજ !" કાઉએ ચેષ્ટા કરતી ઢબે કહ્યું, "ઓ, એ આય બે બૈરાં કોણ ?" બાગમાંથી ફેની કુંમીને આવતાં જોઇ તેણે અચરતીથી પુકાર્યું.

"એ તો આપરી કુંમી છે." આઇમાએ કહ્યું.

"ને બીજી ?"

"એ તો તાહરા મરહુમ મામાજીની પ્રાઇવેટ સેક્રેટરી ફેની કામા છે.– એ આપણી દુરની એક સગી બી સર શાપુરજી તરફની થાયછ." આઇમાએ કહ્યું; અને તે બંને લૉડજની સીડીઓ ચઢી ઉપર આવતાં તેઓને તેની સાથ ઓળખાવી.

"કુંમી દીકરી, આય તાહરો કઝીન કાવસ, જેને આપરે આઝીલ ખાતે મુવેલો ધારતા'તાં તે !" આઇમાએ પેહેલો કુંમી સાથ તેનો હસ્તમીલાપ કરાવ્યો; અને ત્યાર કેડે ફેનીને કાઉ સાથ ઓળખાવી.

કાઉ તો બસ આંખો ફાડીને ફેનીના મોહક ચેહેરાનેજ બેઅદબ ફેશને બેઅટકાવ ટીકયો જતો હતો. તે પરીચેહેર પુતલીને જોતાં સાથ તે ભારે હદ સુધીનો એક પળકારામાં મોહ પામી ગયો હતો. તેણે તેણીનો હાથ શેકહેન્ડ કરતી વાર જોઇએ તે કરતાં બી વધુ વખત પોતાના હાથમાં રાખી મેલ્યો; જ્યારે તેની ચશમો તો તે સઘળો વખત તેણીના સોહામણા મુખડા ઉપરજ એકકી ટગરે ચીટકાયલી હતી.

ફેનીએ તેને એમ પોતાને ગોખી ગોખીને જોતાં જોઇ કચવાઇને પોતાનો હાથ તેના હાથમાંથી જોર કરી ખેંચી લીધો; અને પછી તુરતજ તે બેઅદબ નીગાહમાંથી બચવા પીઠ ફેરવી ત્યાંથી ખસી જઇ બાજુમાં જઇ એક ખુરસી ઉપર બેઠી, અને બાડી આંખે તે બેઉ ભાઇઓને એકક પછી જોવા પડી.

કેવો આસમાન ને જમીન જેવો મોટો ફરક તે બન્ને ભાઇઓમાં હતો.

બૅામ સીધો ઉંચો, કદાવર ને ચાહવા જોગ હદ સુધીનો સ્વરૂપવાન જવાંન હતો; જ્યારે તેનો વડો ભાઇ કાવસ ઉંચો, કાવલો, બેસી ગયલાં ડાચાં અને આંખો વાળો, જીંદગીનો ખરો ઉપયોગ આડે રસ્તે કરી તેનો બરબાદ ને નાશ કરી મેળનારો રદબાતલ જવાંન હતો.

"શું ફાંકડી પોટડી છે?" કાઉ ફ્રેનીની મોહીનીથી હયરત બની મનથી તેના વખાણ કરતાં બબડયો, "તે એવણ હમણા આંહી શું કરેછ?" તેણે પોતાની મામી તરફ ફરી પુછ્યું.

"હાલમાં એ બૅામની ખાનગી મદદનીશ છે!"

"ઓહોહો! એમ છે?" તેણે બૅામ તરફ જોઇ ટકોર કરતાં કહ્યું, "વળી એવન શેઠ પોતાનો પ્રાઇવેટ સેક્રેટરી બી રાખી ચુકયાછ કે? મામાના પૈસાનો દારવાટલો કરતાં બી—અને તે બી વળી આવી ખુબસુરત પોટડીઓને મદદનીશો બનાવીને ઘણુંજ મજાહનું આવડેછ! ભલે કાજ કે બહુસી દોલતની પોટલી એમ આપી ગીયા કે આવાં ખુબસુરત પંખેરાંઓને પોતાના સપાટામાં રાખવા તે મોટી મદદરૂપ થઇ પડેછ!"

બૅામનો પી-તો ઉછલી આવ્યો. બેઅદબ કાઉ પોતાના ખ્વાસ ઉપર જઇ જે ગલીચ ટીકકા તેની પ્રાણપ્રીય ફ્રેની માટે બેધડક કર્યો જતો હતો તે જોઇ તેનું લોહી ગુસ્સાથી તપી આવ્યું. ફ્રેની પણ તે અમર્યાદાભર્યાં ગલીચ ટીકાઓ સમજી ઘણીજ લજવાઇને જંખવાણી પડી ગઇ. તે નફીસ બોલો સાંભલી તેને ઘણુંજ લાગી આવ્યું; અને તે સુંદરીને ઘણોજ ક્રોધ અને કાર તે રદબાતલ જવાંન માટે છુટયો.

"કાઉ, તાહરી જબાંનને રોક! તું જે નીર્લજ ટીકા કરી રહયોછ તે માટે તાહરે શરમાવું જોઇએ. હું જોઇ ઘણો દીલગીર છું કે તું આટલો લાંબો દેશવટો ભોગવી આવેલો છતાં જેમ અસલ હતો તેવોજ રદબાતલ અને બદકેરદાર છે. તાહરી હાલની વર્તણુક એક ગૃહસ્થને છાજે તેવી બીલકુલ નથી!"

"માહરે માટેના તાહરા આવા ઉમદા વિચાર માટે હું તાહરો આભાર માનુંછ. એ સ્થાને વધારે સારૂં મત તું મને આપશે એવી આશા તો મને ભાગ્યેજ હતી. તું માહરે માટે કેવી જબરી અભીત્રી પ્રથમથીજ ધરાવે છે તેનો અનુભવ મને પુરતો છે, એટલે માહરૂં બોલેલું તને રૂચેજ શાંનું? એ

દુઃખે તો મને બ્રાઝીલથી તમામ ખોટી ખબર માહરા મરી જવાની બાહાર પાડવાની ફરજ પડેલી, કેમકે મેં ત્યાં સમજ્યું કે તું તાહરો લાગવગ મામાજી પર લગાડી, તેવણુને સમજાવી, ફુસલાવી માહરો હક ડુબાવવા ઇચ્છનો હતો, અને તેથી નવું વીલ કરાવવા બુઢાજીને સમજાવી રહયો હતો. મને એ વાતની ત્યાં ખબર પડી. મેં જોયું કે જો કંઇ સીફત કે કુનેહથી કામ નહિ લેવશ તો એોખ્ખોજ સદા સુધીનો રડી રહેવશ. તે મેં અંતે આય પ્લાન રચ્યો. માહરા મરણની જુઠી બુમ અહીં મોકલાવી આપી, કારણ મને ખાત્રી હતી કે મામાજીને વીલ બનાવવા બાબત જબરો અણગમો, ધીક્કાર અને વહેમ હતો, તેથી, હું ગુજરી ગયો છું એમ જાણતા બાદ ત્યાર પછી તો સર્વનો વારસ છેજ એમ વિચારી તેવણુ જરૂર વીલ નહીં ફેરવશે એમ મેં માની ને ધારી લીધું. અને આજે હું જોઉછ કે મેં ત્યાં જે સમજેલું તે બધું ખરૂંજ છે?"

"એ બધુ હડહડતુ જુઠું છે!" જામ ઉશકેરાઇ બોલ્યો, "તું નાહક ફીટનો એ મસે જગાડવા માંગેછ. કાઉ, હું તને માહરા બાપના બોલથી ખાતરી આપુંછ કે તાહરી વીરૂધ્ધ એક પણ શબ્દ કે કાર્ય મેં આજ સુધીમાં જાણી જોઇને તો શું મગર અનજાણપણામાં પણ કર્યું નથી. મેં મામાજીને તાહરી સાંમે કદી ભડકાવ્યા નથી. તેવણુ તાહરી સાંમે ખફા થયા હતા, અને તેમ બનવાના અનેક કારણો તેં તેવણુને જાણીબુજીને તાહરી બેશરમ વર્તણુંકથી આપ્યાં હતાં, તેથી, રંજીદા અને દુઃખી થઇને તેવણુ તને બેોવારનીવાર કરવા તઇયાર બન્યા હતા. મેં તેવણુને તેમ કરવા કોઇ પણ દિવસ સમજાવ્યા કે લલચાવ્યા નથી. ખુદા માહરો સાહેદ છે કે માહરી જબાંનથી એક પણ એવો આડો શબ્દ કદી નીકળ્યો નથી, એટલુંજ નહીં પણ એવો બુરો ખ્યાલ વટીક એ બાબત માહરા મનમાં મેં હરગીઝ થઇને વસાવ્યો નથી!"

"તો તેમાંજ તું મને જોઇને ભખરાઇ ઓચીંતો ફીકકો મારી ગયો. તાહરા પાપી દીલના ડંખે તુંને મને જોતાંની સાથજ અકળાવી ગભરાવી મેલી પાણી પાણી કરી નાંખ્યો, તે તો તાહરા મોહન જેવા ફીકકા મારી ગયલા ચેહેરા પરથી હું પ્રગટ જોઈ શકયો!" કાઉ તીરસ્કારથી તરડાયો.

"ખરૂં છે કે તને જોઇને હું એ ઘડી બેફાંમ જેવો બની ગયો, પણ તેમાં અજાયબી જેવું કંઇજ નથી. અમે તુંને દરેક જણુ અત્રે બ્હેસ્તનશીન

થયલોજ ધારતાં બલ્કે માનતાં હતાં, અને તેથી તુને એમ એકાએક જીવતો પાછો ફરેલો જોઇ હું બે ઘડી ભર અજાયબીથી ભખરાઇ ગયો હોઉ તો તેમાં માહરો કસુર શું છે?"

"એ બધી ગોલ ગોલ વાત તું જવા દે. ખરૂં શું છે તે હું બરાબર સમજુંછ. બહમનજી શેઠ, મને જીવતો જોઇને તમારાં મેલાં દિલમાં તમારાં પાપી કર્તુકની યાદે જે કારી ચિમટો ઓચીંતો તોડી માહરી તરફની તમારી દગાબાઝ ચાલ માટેની યાદ તમને એકાએક આપી, તે યાદની જોરાવર અસરથી તમારા પાપી હૈયાંમાં અચબુચ બરપા થયલા ગભરાટે તમને ધાસ્તીથી ફીક્કા ફ્ચ-રની પુણી જેવા બનાવી દીધા, ખરૂં કેની? બૉમ, તું તાહરૂં કીધું કર્તુક ઢીંગડાં મારી ઢાંકવાની બેવકુફાઇભરી કોશેશ ના કર."

"ભાઈ," બૉમ થડાક દેતો કે ગુસ્સાથી ઉકળતી છાતી સાથ ખુરશી પરથી ઉઠી ઉભો થયો, અને વર્ષો પછી ઓચીંતા પાછા ફરેલા પોતાના બદકાર ભાઇ તરફ પુર ગંભીરાઇથી જોઇ બોલ્યો, "ખુદા ખાતર, તું તાહરા એ ખોટા ખ્યાલો મુકી દે. તું ધારેછ ને માનેછ તેનું મેં કશું કીધું નથી. તું એમ બોલી નાહક કંકાસ ને મીનાકેસો આપણાં વચ્ચે ઉભો કરેછ. હું તને ખાતરી આપુંછ—માહરા સત ધર્મથી ખાતરી આપુંછ કે તું વહાલા ભાઇને જીવતો પાછો ફરેલો જોઇ હું નીહાયત ખુશી છું. તને તાહરૂં જે હોય તે મુબારક. તે મેળવવા મેં આજ તુલીકમાં કદી આજુ઼ં કરી નથી, અને હાલ પણ કરતો નથી. કાવસ, વ્હાલા ભાઇ, મને તાહરી તરફ એક આટલો બી ખોફ કે કચવાટ નથી, એમ ખાતરીથી જાણ. તુંને તાહરૂં સર્વસ્વ આજ પળે સ્વાધીન કરી દેવા હું તૈયાર છું. ખુદા એ તુંને સુખથી ભોગવવા લાંબો કાળ દેખાડે એવી માહરી ખરા અંતઃકરણની દુવા છે." ખરાં દિલથી અને ઘણીજ લાગણીથી બૉમે બોલવું પુરૂં કર્યું.

"અરે વાહરે, બૉમ, તાહરૂં નમુનેદાર જુઠાણું!" કાઉ પોતાના ભાઇની તે અસરકારક કાકલુદીને જરાક બી મચક, પોતાની હેવાન્યત ખાસ્યત ઉપર જઇ બિન દયાએ ન આપતાં ચેષ્ટા કરતાં બોલ્યો.

"શું? તું શું બોલ્યો?" બૉમ હવે હદ બાહાર ઉશ્કેરાઈ ગયો, "શું તાહરી હજી ખાતરી થતી નથી?"

"બીલકુલ નહીં. તું મને જે સમજાવવા પ્રયત્ન કરેછ તે તદન ઉંધું છે. માહરા મામાને ફુસલાવી માહરી વિરૂધ કરનાર તું હતો, એમ બાપુકાર હું જાહેર કરૂંછ!"

"કાવસ તે માહનાગી સાહેબના નામથી—આપણી મરનાર માનવંત માદરના કસમ ખાઇ કહુંછ કે તું જે ધારેછ ને માનેછ તે બધુ તદન ગલત છે. તાહરા મનમાં બેસી ગયલો એક તમામ ખોટો ખ્યાલ છે."

"એવા તો તું દોઢીયાના દોહડસો સોગંદ ખાશે!"

બસ, હવે તો હદ થઇ ગઇ. પોતાની મરનાર માતાજીના નામના સોગંદથી પણ તે બદમાશને પોતાની હુજ્જત ન છોડતો જોઇ, અને ઉપરથી વળી તે સોગંદની ગંભીરતા અને કીમ્મતને એક કોડી બરાબર બી તેને ન આંકતાં દેખી તે ગુસ્સાથી બાહાવરો બની જઇ, તે મુંજી ભાઇને મારવા તેનાં આંગ પર ધસી જવા ગયો.

"ચંડાલ!" તે દાંતમાં પીસી બોલ્યો, અને કાઉ બેઠો હતો તે ખુરસી તરફ તેનો ગીરદાપેચ કરી નાખવાની મકસદથી ધસ્યો!

---

## પ્રકરણ અગ્યારમુ.

એક ચીસ સમેત આઇમાય હવે વચ્ચે પડયાં. તેવણ આટલો બધો વખત ચુપજ ગગડી રહ્યાં હતાં. તે બે ભાઇઓ વચે થયલી સર્વે ટપાટપી તેવણે ઠડે કલેજે એક બોલ પણ વચમાં બોલ્યા વગર શાંતીથી સમજી હતી. જો કે બૉમ પોતાની દલીલોમાં કેટલી હદ સુધીનો વાજબી અને સાચો હતો તે આઇમાયને પુરાં પ્રમાણમાં રોશન હતું, તે છતાં બી તેવણે વચ્ચે તેની તરફથી બોલવામાં પોતાનું સાર્થક વિચાર્યું નહીં. કાવસના પાછા એકાએક ફુટી નીકળવાથી એક પળમાં તાબડતોબ તે પાવરધી ઓરતે કંઇ તરફની વલણ અખત્યાર કરવામા તેણીનો જ્યાદા લાભ સમાયલો હતો તે જોઈને નક્કી પણ કરી લીધું અને તેથીજ, તે ખામોશ મરી રહી. પવન જોઇ પીઠ આપવામાં તેણીએ ડહાપણ વિચાર્યું; અને બૉમનું કહેવું તદનજ

રાસ્ત ને દરોસ્ત છતાં, તેને ટેકો આપવા એક લફ્જ પણ પોતાના મોંહમાંથી કાઢવાની તેણીએ તકલીફ લીધી નહીં. શું કામ લય? આમની પક્ષ પકડવાનું હવે તેણીને કારણુજ શું હતું? તેમ કરવામાં તેણીને લાભ કે ફાયદોજ શું હતો? કાઉ મરતાર સર શાપુરજીનો ખરો હકદાર વારસ હવે હતો તો પછી અલબતાં પોતાના સ્વાર્થી લાભો તરફ દૃષ્ટી કરતાં તો બેશક તેવણે હવે કાઉનીજ સાઇડે ઢળી જવામાં પોતાનો ફાયદો જોયો.

"શું કામ તમે અમસ્થો ફેસાદ ઉઠાવોછો?" આઇમાય હવે ઘણુંજ ખાટું થઈ જતું જોઇ વચ્ચે પુરાયાં, "કાઉ, ધીરો પડ, એમ ઉશ્કેરાઇ ના જા! આવતાંને વાર શા સારૂ ફોકટમાં કંકાસ કરતો ફરેછ?"

તે મતલબી લુચ્ચીએ કાઉને ટાઢો મીઠો રાખવા દીલાસો દીધો, જ્યારે તેવા નમ્ર સખુનોની ખરી અગત તો બિચારા આમને હતી. આમને ઉશ્કેરાવાનું કારણુ મોહમાવતા દુઃખદાયક ટીકાઓ કરી કાઉએ આવતાંની સાથ કંઇ બી કારણુ વગર વીઝોડું લઇ આપ્યું હતું. એ તો ખુલ્લું ને દીસ્તુંજ હતું, પણુ તો બી તે મકરબાઝ મહીલાએ આમને એક હરફ પણુ સબ્બારા વાસ્તે ન કહેતાં સામું તે ફીસાદના મુળ કાઉનેજ મસ્કો લગાડી ખુશ કરવા પડી, જ્યારે આમ તરફ તો ધુંકારીને નજર ઉંચકવા જેટલી જરા રતી બી તકલીફ તેણીએ લીધી નહીં.

ફ્રેની લોહીનો ગોટ ગલીનેજ તે, જેમ તેમ, બધું સાંખી ગઇ. કાઉની તે તોછડી, તરકટી અને છીતાં છબતરાં શોધવાની બેહયા વર્તણુંક તેણીનાં જુવાંન જીગરમાં ગુસ્સાની જ્વાલાજ જળતી કીધી. જે હડહડતા જુઠાં અને તમામ ખોટાં ગલીચ આક્ષેપો તે માહ બુરો બાઇ પોતાના માજાયા ઉપર ખાખસુસ તેને સતાવવા અને પજવવાની નીચ મકસદના બુરા સબબને સર બેધડક મેલ્યો જતો હતો તેનું પોકલપણું તમામ માહેર ને જાહેર છતાં, તેને તેમ કરતો અટકાવવાની યા ઠપકો આપી વારવાની કોશેશ કરવા બદલ, આઇમાયને તેનીજ તરફદારી કરતાં જોઇ, અને આડકત્રી રીતે તેને (કાઉને) તેના અધર્મી અને અઘટીત ખોટા ખ્યાલોને અનુમોદન આપતાં નિહાળી ફ્રેની કામાને બહુજ ગુસ્સો ચઢયો, પણુ તે અમો ઉપર જણાવી ગયા છીએ તેમ લોહીનો ગોટ ગલી ખામોશજ રહી. તે બોલે તે બી શું? તેને બોલવાનો હક યા સત્તાજ શું હતી? તેને વચમાં પુરાવાનો સબબજ શું હતો?

"હું ફેસાદ મચાવવા માંગતોજ નથી, મામીજી," કાવસ બોલ્યો, "હું તો જરા માહરા બેરાદર ને હેતના કટકા આમના કાન ખોલવા માંગુછ કે તેવણુની માહરી વિરૂધની તમામ હીલચાલોની ખરી કેફીઅતોથી હું તમામ માહેર છુ, બીજું કાંઇજ નહી."

"કાઉ, તને જે કહેવા કરવાનું હોય તે ધીરે સાંસતે કર્યા કરજે, હાલ તો તું ખામોશી અખ્તયાર કરી જા. વખત આવવે બધું થઇ રહેશે. હાલ આવતાંની સાથે તું એમ ફ્નતો ઉભો કરે તે કંઇ શોભાભર્યું તો નથીજ!" આઇમાયે તેને સમજાવ્યો.

"મામીજી, એક કલાક જેટલી બી ટુંક મુદત માટે પણ તેમ કરવાથી પરહેજ હું રહી શકતો નથી, તે માટે ખરેજ ઘણો દીલગીર છું. પણ તમે જોઇ શકતાં હોશોજ કે તેમાં માહરો વાંક કે કસુર નથી. વરસોના મોટા દેશવટાના જુલ્માતમાં મેં પુરતું શોસ્યું છે; અને તે વગર અગત્યે શોસવા છતાં ભવિષ્યમાં પણ માહરો કચરડો કાઢી નાંખવાનો પાપી તાગડો અત્રે થતો સાંભળી માહરી ત્યાં કેવી ગજબનાક દુઃખભરી સ્થિતિ થઇ હશે તે તમને પુરા પ્રમાણમાં સવિસ્તાર કયા શબ્દોમાં રોશન કરી શકું? મેં ઘણુંજ ખમ્યું છે. પ્રથમથીજ દુઃખોના પાહાડો માહરીપર તુટી પડયા છે. વગર કારણે મરનાર મામાજી એકાએક વીજળી ને ગડગડાટના જેવા ઝડપીબરપા થયલા ગુસ્સાના મોટા કડાકા સાથ માહરી પર ઉતરી પડયા, મને ઘર બાહાર રઝળતો, રખડતો, પૈએ પૈનો મોહતાજ ટાવળતો કર્યો, એજ માહરૂં પ્રથમ સઉથી મોટું દુઃખ હતું તે તો હવે સમજ્યા, ત્યાર પછી હું અહીંથી દેખું બી નહી ને દાઝુ બી નહી એવી ઉમદા અને મોતેબર મકસદથી બ્રાઝીલ ચાલી ગયો, પણ ત્યાંથી બી મેં શું અનુભવ્યું? માહરી પર હંમેશગી વેરનીજ દારૂન આફ્તોનો વરસાદ વરસાવવાનાજ બધા પાપી પ્લાનો ગોઠવતો માહરો ચંડાલ માજણ્યો ભાઇજ મને પકડી પુરવારીઓ સાથ મને ત્યાંથી બી જણાયો. મેં જોયું કે માહરા કસાઇ ભાઇની પલીદી ફુસલવણીઓથી માહરૂં નીકંદન, વગર સહરાગતે નીકળી જતું હતું; તેથી મેં પણ જેવા સાથ તેવાજ થવાનો ઠરાવ કર્યો; અને માહરા મરણના ખોટા સમાચાર અત્રે મોકલાવી, હું બ્રાઝીલ ખાતેથી નીકલી ફીલડૅલફીઆ તરફ જતો રહયો. આજે હું જોઉંછ કે મેં ફેંકેલા પાસા પોબાર પડયા છે. માહરી બાજી ફાવી છે. મરનારે પોતાનું વીલ ફેરવ્યું નથી, કેમકે વીલ

કરવાનો યા બદલવાનો મરનારને બેહદ અભાવ હતો. હકદારનો હકજ હંમેશ બરહક છે, ને મામીજી, તમે જોવછ તેમ બીજાઓની- આંધળી અફાડ પછાડો ને પાપી પ્રયત્નો છતાં તે માહરે માટે બરહકજ નીવડયો છે."

"તાહરૂં બોલવું બોલેબોલ સત્યથી વેગળું છે," ઑમે પાછું ઉશકેરાઇ જણાવ્યું, "તુંને કોઇએ ખોટું માહરે માટે ભમાવ્યુંછ; હડહડતું જુઠું તાહરી આગળ અડાવ્યુંછ. મેં તાહરી વીરૂધમાં જાય એવું કશું કર્યું નથી. કાઉ, હું તું ચાહે તે પવિત્ર ચીજના કસમપર ખાતરી આપુંછ કે મરનાર મામાજીને મેં જરા બી ભમાવ્યા યા સમજાવ્યા નથી. તાહરી સામે મેં એક પણ શબ્દ હોઠ બાહાર કદી તેવણ આગળ કાઢયો નથી. તું બ્રાઝીલમાં કેવી જીંદગી પસાર કરતો હતો તેનો બારીક વીગતવાર રીપોર્ટ ત્યાથી તેવણ ચાલુ મેળવતા રહયા હતા, :અને તાહરા અગાધ અને શયતાનને બી લજવાડે એવા બુરાં અને અધર્મી કુકર્મોની કેરીઅતોની વીગતો બધી અત્રે સ્વિસ્તાર ચાલુ આવતીજ રહેલી જોઇ, તેવણ છેકજ નાશીપાશ ને દુ:ખી થઇ ગયા હતા. તાહરી બેશરમ ચાલથી તેવણુ બિચારાને ઘણુંજ લાગ્યું. ઓ! હું કેવું ઇચ્છુંછ કે મરનાર તાહરી નીર્લજ ને કુછંદી જીંદગીની કાંહાંણીથી જે મોટો ખેદ ખાઇ મનમાં ને મનમાં કેટલી બધી હદ સુધીના દુ:ખી બની તે માટે ખરાં દીલનો સંતાપ તેવણ ચાલુ કરતા હતા તે તું જોતે, જાણતે, તો—તો મને લાગેછ કે તેવણ બિચારાને તે તાહરી બદ ચાલથી નીપજેલી અસહ્ય વેદનાની જીગરતોડ નાશીપાશી પર પણ દયા લાવી તું જરૂર સુધરવાની કોશેશ કરતે!"

"ઓહો! એટલું બધું કે બહમનજી બા!" ભારે ખીજવાટ ઉપજાવે એવી ઢબે ચેષ્ટા કરતાં કાઉ બોલ્યો. "ખરેખર મને નહીં ખબર કે માહરો ભાઇ જુઠું બોલવાના નમુનેદાર ને મોતેબર હુન્નરમાં એટલો બધો પ્રવીણ થઇ ગયોછ! પણ એ તાહરી બધી જુઠી ચાપલુસી ને જબાનદરાંજી તથા ફરેબી અને ઢોંગી દિલશોઝીના દેખાવોથી હું કાંઇ અંજાણાર નથી. હું કહી ચુકોછ, અને ફરી એક વાર ભાર મુકીને ને ચોખ્ખે ચોખ્ખું સ્પષ્ટ કહુંછ કે તેં માહરી વીરૂદ્ધ મરનાર મામાજીને ઉશકેરવામાં કશું બાકી રાંખ્યું નથી. તેં માહરો ભાઇ થઇ એક કસાઇથી બી બદતર ભાગ માહરી વિરૂદ્ધ ભજવ્યોછ. એક ગયે ભવના કટ્ટા વેરીથી બી હજારગણુા જ્યાદો કાતીલ વેરી તું માહરો આય ભવનો નીકળયોછ અને——"

"બસ કાઉ, હમણાં તો એ નાપસંદ જીક્રર જવા દે!" આઇમાએ કાઉને સમજાવવાનો યત્ન કર્યો, "આવવાને વાર તું એમ ફિસાદ જગાડે છે તે કાંઇ ઠીક નથી. ધીરે રહી કાલ પરમ તાહરે જે ખુલાસાઓ કરવા હોય તે કર્યા કરજે. ચાલ, હાલ તો અંદર ચાલ, કપડાં બપડાં નાહીને બદલ, ચાલ," આઇમાએ, કાઉને ત્યાંથી રખે રૂપડું કંઈ વધી પડે એ ધાસ્તીથી, લઇ જવા કર્યો.

પણ બૅામ કે જેનો પીતો તેના બુરા માબાપાએ મુકેલાં ગલીચ અને તમામ ખોટા આજોથી હદ વગરનો તામસી બની ગયો હતો તે હવે વચમાં પુકારી ઉઠયો, "શરમ છે તાહરી પર! આટલું સીદ્ધી ને સારી રીતે તે માહનામી સાહેબના નામના પાક કસમ પર વઠીક ખાતરી આપુંછ તે છતાં તું સમજતો નથી. કાઉ, તું હઈથી કાઢી મુકેલો ગયલો તેના કરતાં બી દશ ગણો જ્યાદા બાતલ અને બદકેરદાર બદમાશ બની પાછો ફર્યોછ. તાહરા દિલમાં માણુસાઇ ખવાસ ને ખાસ્યત બીલકુલ ગેરહાજર જણાયછ. એટલો બધો તું અગાધ અધર્મી થઇ ગયોછ. કાઉ, તું આપણા મરનાર વાહલાં માતાજી તથા તે માહાનામી સાહેબના સોગંદથી નથી સમજી શકતો તો તું શાથી સમજી શકવાની આશા રાખેછ?"

"કશાથી નહીં, બેરાદર બૅામ, કશાથી નહીં!" કાઉએ અનકો કરી કહ્યું. "સુરજ સામે ધુળ ફેંકી તેને ઢાંકવાની કોશેશ બરાબર મીઠયા તજવીજ તું તાહરાં કીધાં કર્તુક છુપાવવા માટે ના કર! તાહરું કંઇજ વલવાનું નથી!"

"આપણા કુટુંબી સોલીસીટર મી૦ જૉન કેનન તને ખાતરી કરી આપશે કે—"

"અરે માર ગોલી એ સત્યાનાશના ગયલા કમબખત કેનનને! એ ચંડાલે તો આગલ પડી માહરો બધો ગોલો પીંડાલો વાળી મુકયોછ, એ મુજીને તો અબ ઘડી તેડાવી તેના હાથમાંથી માહરું કામ તમામ છીનવી લઇ, એ બદમાશને લાત મારીને લૉડજમાંથી સદાની ખરતી આપુંછ. જા, કુંમી ડીયર, એ લુચ્ચા કેનનને ટેલીફોન કરી તાબડતોબ અહીં આવવા કહે," તેણે કુંમી તરફ જોઇ કહ્યું. કુંમી તેનો હુકમ બજાવવા તુરત દોડી; પછી બૅામ તરફ નજર ફેરવી તે મહા બુરાએ પોતાનું બોલવું જારી રાખ્યું, "ને બૅામ તું બી, તુંને હું ૪૮ કલાકની નોટીસ આપું છ, માહરો લૉડજ છોડી જવા માટે, શું સમજ્યો કે?"

"તે તું શું એમ સમજેછ કે તાહરી આવી બેસા ને બેશરમ ચાલ પછી એક દીવસથી વધુ હું આ ઘરમાં રહેવશ કે? હું પોતેજ લૉડજ છોડી જવશ." બૉમે હોઠ કરડી પોતાનો વધ્યો જતો ગુસ્સો જેમ તેમ કાબુમાં રાખતાં કહ્યું, "જે ઇનસાન રૂપી હયવાન પોતાની જનેતી માતાના નામથી લેવાયલા સોગંદને એક કોડી બરાબરની કીંમતનાં આંકે લેવા એક ઇબલીસ સાથ હું એક ઘડી બી વસવા રાજી કે તૈયાર નથી!" અને એટલું બેહદ ઉશ્કેરાઇ જઇ બોલી, તે ત્યાંથી તુરત પોતાના રૂમમાં ચાલતો થયો.

## પ્રકરણ બારમું.

———:o:———

તે બહુંજ ખોટું અને બુરૂં થયું. બાઝીલ ખાતેના એક વચલે વાંધેના પીથાંમાં કોઇ સાથ બોલાચાલી થતાં 'ડયુએલ' રમવાની જીવલેણ હદ સુધી ઉતરી પડી, પરીણામમાં પોતાના હરીફના હાથે તતકાળ માર્યો ગયલો કાવસ બનાજી એમ અકાએક પાછો ફુટી નીકળ્યો, એ બેશક બૉમના બાબમાં તો ઘણુંજ બુરૂં બન્યું. પણ તેની તેને (બૉમને) ટચાકડી ભાર બી દરકાર ન હતીઃ તેનો તેને આટલો મુન્જારો નહીં હતો. તે તો ઉલટું કાઉના સલામત પાછા ફરવાથી ખરા જીગરથી નીહાયત ખુશી ને સુખીજ થયો. પોતાના માર્યા ગયલા મામાયાને જીવતો જાગતો પાછો ભર્યોપુર્યો આવેલો દેખી તેનું હૃદય પ્રથમમાં તો હરખથી છલાછલજ બની ગયું. જો કે તેના પાછા ફર્યાથી તે એક ધનાઢ્ય શેઠયા ઉપરથી એક કોડી વગરનો રખડતો, તેજ પળથી, થઇ જતો હતો. કાઉની આમદથી તેના મરનાર મામાજીની તમામ એસક્યામત વીલ મુજબ તો તેની થતી હતી, છતાં બી પોતાને એમ મુશ્કેલીમાં અચાનક ને એકાએક ગબડી પડેલો જોવા છતાં બી તે કાઉને જોઇ હર્ષીત થયો. તે જીગરે ઘણોજ ભલો હતો—એટલે ભલો કે જેવું ભલાપણું પ્રદર્શીત કરવાનું સર્વના નશીબમાં પ્રાપ્ત થતુંજ નથી.

પણ તેણે પોતે દાવેલી એ બધી ભલાઈ ને સાલેસાઇ છતાં પણ ભારે ખેદ ખાવાનું કારણ તેનાં મુજી મામાયાએ આવતાંને સાથ જાણી જોઇને તેની ઉપર તમામ ખોટા ગલીચ આક્ષેપો બેધડક મેલી આપ્યું, તે તેને ઘણુંજ લાગ્યું. પોતે લાખોમાંથી બાતલ બન્યો હતો તેનો તેના દીલમાં

જરરાક ખટકો ન હતો, મગર તેનો ભાઇ કલ્પી ન શકાય એવા ઘોર પાપોનો જવાબદાર તેને ગણુતો અને માનતો હતો તે તે ભલા જવાનને મનથી એક નહીંજ સહન થઇ શકાય એવું જબરૂં જાુન દુ:ખ હતું.

ખુદા સાહેદ હતો કે એવું તેણે કશું કર્યું ન હતું. કદી બી કાઉ સામે કાન ભંભેરનારી કશી પણ પ્રકારની ગલીચ ચુગલી તેણે પોતાના મરનાર મુરબ્બી મામા આગળ એક હરફ જેટલી પણ કરી ન હતી; છતાં પણ તેનો ભાઇ એટલી હદ સુધીની સતાવણીઓ કરી ગમે તેવા ભયંકર પાપોનો તકસીરવાર તેને ઠેરવતો હતો; એ તેને માટે હદથી જયાદા થઇ પડયું અને જયારે તેને પોતાની મામીને એ બાબતની પુરી ને ખરી બારીકે બારીક બધી માહીતી છતાં અખાડાગન્ની કરી જઇ ખુલ્લે ખુલ્લી તેના ભાઇની પક્ષ પકડતાં, અને તેના ગલીચ ગુસબાનો જેવા આક્ષેપોને ટેકો આપતાં જોઇ, એ તે ભલા જવાંનને માટે બ્રહ્માંડ તુટી પડવા જેવુંજ થયું.

તેણે પોતાની મામી તરફ કેવી ભલાઇ દાખવી હતી. રૂ. ૧૦૦ ના માસિક નજીવા મુસારા ઉપરાંત વધું કંઇજ તેના નામ પર ન કરી જવાના મરહુમ સર શાપુરજીના વસ્યતથી તેણીને પોતાનું ટકું ચલાવવું કેવું અને કેટલું ભારી પડશે તેનો ખ્યાલ ઘણી ભલાઇથી કરી તેવણને મરનાર જે મુસારો દર માસે પોતાની હૈયાતીમાં આપતા હતા તે પોતા તરફથી આપવાનું ઉદાર અને ઉમદા ખમીર તે ભલા જવાને બતાવ્યું હતું. તે બધી તેની ભલી ભલાઇ અને ઉદાર મેહેરબાનીઓ તે મક્કારે ઓરત હાલ તમામ વીસારી દેઇ કેવી રીતે તેની સાથ વર્તતી હતી તે ખ્યાલથી બૉમનું હૈયું ભરાઇ આવ્યું.

અને વાત કરતાં પોતાના પલીદ ભાઇની હેવાન્યત તકરારોથી પોતાના મીઝાઝ પરનો કાબુ ખોઇ બેસવાની બીહીકથી તે તેની ધીકકાર ઉપજાવનારી હાજરીમાંથી નીકળી જઇ પોતાનાં રૂમમાં ચાલી ગયો.

ફ્રેની કામા તુરત તેની પુઠે ગઇ.

તે અબળા તે પ્યારા જવાંનના ભિત્તરમાં કેવી અસહ્ય ઉથલપાથલો થતી હતી તે અટકલી શકી હતી, તેથી, તે તુરત તે વ્હાલાને દિલાસો દેવા પુઠે દોડી.

ધીમેથી બૉમના રૂમનું બારણું ઉઘાડી તે અંદર પેઠી, અને માહેથી બારણું બંધ કર્યું. પછી બૉમની નજદીક આવી બેસી ઘણીજ મમતાથી, તે વ્હાલા જવાંનની આંખોમાં પ્યારથી જોઇ બોલી. "બૉમ!"

બૉમે અસહ્ય દુઃખથી ભરાઇ આવેલા દિલ સાથ ફ્રેની તરફ ચુપ-કીદીથી જોયું. ફ્રેનીએ તેનો હાથ પોતાનાં હાથમાં લીધો, અને તે પ્યારથી પસવારી, તેને ધીરજ મળે એવી મમતા અને હેતથી દાબતાં તેનાં રડમસ બની જવા આવેલા દુઃખી ચેહેરામાં એકકી ટગરે જોયું.

બૉમના અંતરમાં અસહ્ય દુઃખનો મોજો ઉછાલા મારી રહયો હતો; અને તેને કાબુમાં રાખવા માટે તે જીવ ઉપર જોરાવરી દેખીતીજ કરતો. તેના ચેહેરા પરથીજ દીસતો હતો. તેની આંખમાંથી આસુઓ, અંતે ઘણી પણ રોકવાની જીવતોડ જહેમત તેણે કર્યા છતાં તડતડ નીકલી પડ્યાં.

ફ્રેની તે દેખી દયાથી દાઝી ગઇ.

"બૉમ, તું એમ ના કર! એમાં તું શું કરશે?" તે તેને વળગી પડી, તેનાં આંસુઓ પોતાના નાજુક હાથમાના જીણા રૂમાલ વડે પ્યારભરી પતા-વતથી નુછતાં તે વ્હાલા જવાંનને એક મીઠી બકી લઇ ઘણાંજ હેતથી બોલી, "એ કંઇ તાહરૂં મનાવેલું માનવાનોજ નથી. તાહરા ઘણા બી સમ-જાવવાના ગમે તેવા પ્રયત્નો એની આગલ ફોકટમાંજ જશે. હું નથી ધારતી કે એ કશાંથી બી સમજી શકે! એ કોઇ ઇનસાન નહી પણ હયવાન-હય-વાનથી બી બદતર છે. તું શું કામ એમ ખેદ પામે છે?"

"ફ્રેની, હું એટલાનોજ ખેદ ખાઉછ, કે માહરી પર નહી કલ્પી શકાય એવા અધર્મી અપરાધોનો જવાબદાર હું હોવાનું આળ મુકાયછ; અને વધુમાં માહરાં મામી, ખરૂં સર્વ જાણ્યા ને જોયા છતાં આંધળાં બની તેને તેની બુરી ને ખોટી માન્યતામાં ટેકો આપેછ. મને બીજાં કશાનો ખેદ કે ગમ નથી. કાઉ પાછો આવવાથી મામાનો વારસ તે થાયછ તે માટે મને જરા અડચણ નથી. તે માટે મને કંઇજ વાંધો કે ગુસ્સો નથી. પણ આવા ખોટા આળો; ને તેને માહરી મામીનો પણ ટેકો? માહરા ખુદાય! એ માહરાથી ન ખમી શકાય તેવુંજ છે!!"

તેનો તે કકળાટ ખરાં દીલનોજ હતો. તે અમીરનો ફકીર બની ગયો હતો તેનો તેને જરા જેટલો પણ ગમ કે મુન્જારો નહી હતો, પણ તેના પર જે આળો ચઢાવવામાં આવતાં હતાં, તેથી, તે ખરે મને દુઃખી થયો હતો.

"જા બા બૉમ, તું એમ શું કરેછ? તેં કંઇ ખોટું કીધું નથી, તો પછી તને બીહીવાનું કે ફીકર કરવાનું શું છે? બોલવા દે એ લોકને ગમે

તે બોલે, તેની તું'ને પરવાહ કેવી કરવાની?" ફ્રેનીએ તેને દિલાસો દીધો; "તાહરાં મામી બી ઘણાંજ હૈયા સુના ને પ્રપંચી છે, જેની કેવાં પળવારમાં તેવણ કાકીની તરફ ઢળી ગયાં! કેમકે હવે તે આય બધી ચહેલમહેલનો માલીક છે એટલે એવણને હવે તાહરી તરફદારી કરવાની જરૂરતજ શું રહી? બ્હેસ્તી શાપુરજીએ તેવણને છેકજ ઓવારનીવાર કીધાં ત્યારે તેં કેવું બાદશાહી દિલ વાપરી ઉદાર બની એવણ સાથ કામ લીધું હતું, ને જો, આજે એ સરદાની શાનની તાહરી મામીએ કેવું ને કેમ રૂપ બદલીયું છ?"

બૅામે પોતાની દીલદાર ગમ જોયું. તે ખરૂંજ કહેતી હતી. તેના બોલવામાં જરા જેટલી પણ અતીશયોકતી ન હતી. તેની સ્વાર્થી મામીએ પવન જોઇ પીઠ તો વગર શકે ફેરવીજ હતી, અને બોલ બોલતામાં બૅામ તરફ પાસો ફરી ગયલો દેખી પોબાર પડેલા પાસાપર પોતાની પસંદગી ઉતારવાની તેણીએ મતલબી અધીરાઇ બતલાવી હતી.

સ્વાર્થ કોણને પ્રીય નથી? તે આજ સુધીમાં અપ્રીયજ કોણને થયો છે કે તે લેડી આઇમાય આઇમારાના બાબમાં થાય. તે એક સર્વોપરી સત્તાજ આદમ ઉપર આ ક્ષણભંગુર અવનીમાં ધરાવે છે, ને અનુપમ માયા મેહેરબાનીઓ, વર્ષોની ભલાઇઓ, હજારો હેશાનો, અને ગમે તેવો ધાડો મિત્રભાવ કે સ્નેહ પળકવારમાં વીસરાવી મેલાવવાની જાદુઇ શકિત ધરાવે છે!

"ફ્રેની, તું ખરૂંજ કહેછ," બૅામ પોતાની માશુકને પાસામાં દાબી બોલ્યો, "મહારી મામી મતલબી બની ગઇચ. માહરી પક્ષમાં પોતાનો કંઇ સ્વાર્થ સંધાતો નહીં જોઇ તે હવે માહરા ચંડાલ ભાઇની પનાહ પકડી બેઠીછ!"

"તું તેની ફીકર ના કર! તું સાચો છે તો તાહરો રાહબર તે પરવરદેગાર છે. તાહરાં સારાં નામને એ લોક બટો કે કલંક લગાડી હાલમાં ફાવી બી જશે પણ યાદ રાખજે બૅામ ડીયર કે તેનો બદલો તેઓ પાસે કીરતારનો મુંગો ઇન્સાફ માંગશે. કરણીનો ફેજ તેઓ જરૂરજ પામશે!" ફ્રેની ગંભીરાઇથી બોલી.

"નહીં, ખુદા તેઓનું ભલું કરે, ગમે તેવા બુરાં તેઓ માહરી સાથ બને મગર માહરૂં બુરૂં ચાહનારાંઓનું પણ હું ભલુંજ ઇચ્છશ." બૅામ ધીમેથી અને ખરાં દીલથી બોલ્યો.

ફ્રેનીએ એ સમજી અજાયબી અને વખાણની ભેગી લાગણીઓથી પોતાની ધડકતી છાતીએ તેની ગમ જોયું, "હા, કેવો, કેટલો ભલો?" તે મનથી પટપટી.

"ફ્રેની, હું કાલે સહવારના પોહરમાં લૉડજ છોડી જવશ. અંહી રહેવું હવે મને હરામ છે. ડીયર, આય આપણી છેલ્લીજ અને કદાચ-કદાચ," તે બોલતાં ગદગદી પડયો, "આખેરી મુલાકાત છે."

ફ્રેનીએ બબરાહને તેની ગમ જોયું. તે શું બોલતો હતો તે તેણી મુતલગ સમજી શકી નહી.

"કારણ બામ?" તેણીએ ધ્રુજતે સાદે પુછયું.

"ફ્રેની, કારણ પુછવાનીજ શું અગત છે? કારણ તું શું અટકલી શકતી નથી? માહરી હાલતમાં થયલો મોટો ફેરફારજ કારણ છે," તે શબ્દો બડી મુશકેલીથીજ તેના મુખમાંથી બાહાર પડયા.

ફ્રેનીની આંખો તે સમજી આંસુઓથી તર થઇ ગઇ.

"બૉમ, તું શું એમ ધારેછ કે તાહરી હાલતમાં થયલા ફેરફારને લીધે હું તને તજી દેવશ. તું ગનીનો ગદા થઈ ગયોછ, તે માટે હું તને તજી દેવશ." તેણીએ બામ ગમ દયા ઉપજાવે એવી કીસમે જોઇ કકલતે સાદે પુછયું,

"નહીં, ફ્રેની, માહરા જાન, હું તેમ નથી ધારતો; પણ હુંજ માનુંછ કે માહરે એમ કરવું જોઇએ. માહરી મુફલેસીની મુસીબતોમાં તને સાથે ખેંચવી નહીં જોઈએ. હું માહરૂં કેથે બી ફોડી લેવશ, પણ તને—તને માહરી મુશીબતો ને મુશકેલીઓની સાર્ગેદ બનાવવા હું રાજી નથી"

"બૉમ, ત્યારે માહરી તરફ તાહરો પ્યારજ નથી!" ફ્રેની સંતાપ કરતાં બોલી.

"ફ્રેની, ખુદા ખાતર એમ ન માન. તું મને જીવથી બી અધીક વ્હાલી છે," બૉમ તેણીને સમજાવતાં પ્યારથી બોલ્યો, "માહરી મતલબ તને કંઇ મુકી દેવાની નથી. નહીં, હું એમ કદી કરી શકશ બી નહી. તાહરા વગર માહરી જીંદગી અંધકાર જેવીજ છે. ફ્રેની, હાલ હું તને માહરી સાથ જોડી કંગાલ્યતમાં સબડતી કરવા માંગતો નથી. હું તું વ્હાલીને એક ઘણીજ સારી નોકરીમાં છોડી જવાની આશા રાખુંછ. અંદેરીમાં આપણી 'કુમી

કેસલ' વાલી એસ્ટેટની બાજુમાંની જબરદસ્ત મીલકત ધરાવનારા રંગુનવાલા સર કાહીયારજી હીરામાણેકને ત્યાં એક નોકરી અપાવવા માંગુંછ. મરનાર મામાજી ગુજર્યા ત્યારે મને સર કાહીયારજીએ જણાવ્યું હતું કે જો તાહરૂં કામ હવે વધુ વાર અત્રે ન હોય તો તેવણ તને પોતાના બાળકોના શીક્ષક તરીકે પોતાને ત્યાં રાખવા ઘણા રાજી છે. તેથી, ફ્રેની, હું તને તેવણને ત્યાં રખાવશ. તેવણ એક ઘણા નમાના, સાલેસ ને ભલા બુજર્ગ ગ્રહસ્થ છે, ને તેવણને ત્યાં તું અહીં હતી તેટલીજ સુખી થશે એમ માનવાને મને જરા બી સંદેહ નથી. નહીં, ના, ના કહે તુને ત્યાં રહેવુંજ પડશે. માહરી ચીંતાં ના કર. હું મર્દ છેઉં ને માહરૂં આસાનીથી ફોડી લેવશ. ટુંક મુદ્દ-માંજ હું કેથે સારે ઠેકાણે નોકરી લાગી જઇ, કે જેમ થવાની મને પુરી આશા છે, તને માહરી પ્યારી મોહરદાર તરીકે માહરા મીસ્કીન મકાંને જરૂર લઇ જવશ."

"હું એ સર કાહીયારજીને ત્યાં એશઆરામમાં રહેવા કરતાં તાહરી સાથ રહી દુ:ખમાં અવત્યાં મારવાનું લાખ દરજ્જે વધારે પસંદ કરશ, જામ," તે પ્યાર ઘેલી સુંદરીએ ઘણીજ આજીજીથી જણાવ્યું.

"નહીં, તેમ હું થવા દેવશ નહી. હું હમણાંજ સર કાહીયારજી સાથ ટેલીફોનથી એ બાબત નકકી કરી નાખુંછ, તુંને ત્યાં જવુંજ પડશે. નાજ ના કહેતી. ફ્રેની, તુંને આપણાં પાક પ્યારના કસમ છે?"

"જામ, વાસ્તે પરવરને તુ એમ માહરી પર સીતમ ના કર! હું તું વ્હાલાથી જુદી પડવા માંગતીજ નથી! એ વિજોગ માહરાથી ખમાઈ શકા-વાનોજ નથી!" ફ્રેની તેને ગળે વલગી આજીજી કરતી બોલી.

"ડીયર, તું મને દીલગીર કરેછ. ના જીદ કર, ફ્રેની, માહરા જાન, માહરૂં માન. તાહરાં ને માહરાં આકેબતના ભલાંનેજ ખાતર હું તને એમ કરવા સલ્લાહ આપુંછ. તું કહેશે તો હું તને રોજ મળવા ત્યાં આવીશ. પછી કંઈ તને વાંધો છે," જામે તે પ્યારની પુતલીને મોહબતથી મનાવતાં સમ-જાવી. તે સુંદરીએ પ્રથમ તો સાફ પોતાના વ્હાલાથી છુટું પડવા ઘણુંજ કરગરીને નાજ પાડી, પણ આખરે તે અંતે જામની મમતાભરી સમજાવત ને પતાવટ ફાવી. ઘણીજ રીકજીક ને મુશકિલ મનાવત પછી તેના કહેવા મુજબ કરવા તે પ્રીયકર છોકરી કબુલ થઇ. તેણે હા પાડી.

"હું તને રોજ જરૂર મળવા આવશ!" તેના હા પાડવાથી રાજી થઇ જૅમ તેને પ્રીતથી બગલગીરી કરતાં બોલ્યો, "રોઝ! અને મને લાગેછે કે આપણને એમ ઘણો વખત છુટા રહેવું પડશેજ નહી!"

---

## પ્રકરણ તેરમું.

---

"હું તમારે માટે ઘણોજ દીલગીર છું, બહમનજી," ઘરડા કુટુંબી સોલીસીટર મી૦ જૉન કેનને ખરા દીલની દીલગીરીથી કહ્યું, "એ નહીં ધાર્યું તમારા બાબમાં તો ઘણુંજ બુરૂં બન્યું. મ્હેરશની બધું કરીજ એવું કહેંગુ ગયા કે આજે અણધાર્યો તમારો તમામ રખડાટ થઇ ગયો. હું તમારે માટે દીલગીર છું."

"તમારી દીલસોઝી માટે મી૦ કેનન હું તમારો અભારી છું. કાઇ પાછો ફર્યો તે સામે મને જરા ખોફ નથી, મગર એ જે ગંભીર આક્ષેપો માહરીપર મુકેછ તે માટે મને ઘણોજ કચવાટ ને દીલગીરી છે!" જૅમે તે ભલા ડોસાની દીલસોઝી માટે ઉપકાર માનતાં પોતાનાં દીલનો એક પુરો ગમ ઘણીજ લાગણીભરી રીસમે તેની આગળ પેશ કર્યો.

"મેં એને એ બાબત ઘણું સમજાવ્યો, પણ એ સમજતોજ નથી. એ તો તમને ને સાથેસાથ મને પણ મરનાર સર શાપુરજીને પોતાની વિરૂધ ઉશકેરવા માટે ખાઇપીને સંડોવેછ. તેનું કાંઇ નહીં, તમે તમારા દીલમાં એની એવી બેહુંદી બકવાથી કાંઇ માઠું લાવશો ના. એ એવો રદ બાતલ પેહેલેથીજ હતો અને હાલમાં મેં જોયું તો તેથી વીસ ગણો જયાદા બનેલો છે. હવે તો એ છેકજ ઓખરી ગયલો ને હાથથી ગયલો પેશાગીર જેવો બની ગયોછ. વાત કરવાની સભ્યતા કે સામા માણસનું સ્વમાન જાળવવાની સાલેસાઇ ઇત્યાદી ઇનસાનયતને છાજતા ને જોઇતા સદગુણો એનામાંથી તમામ સદા માટે દુર થઈ ગયલાજ જણાયછ. માફ કરજો, બહમનજી, હું ઘણો દીલગીર છું કે જે માણસ માટે મને આટલી સખ્ત બાણમાં બોલવું પડેછ તે તમારો માજણ્યો ભાઇ છે. મગર મને કહેવું પડેછ કે તે એક હલકો હાંડામાસ્તર અને રદબાતલ પેશાગીર છે. હમણાંજ

તેણે માહરી સાથ અતિ નાલાયક વર્તણુક ચલાવીછ કે જો તમારા મરનાર મામાજીની વર્ષોની મોહબત ને શર્મ માહરી આંખમાં ન હતે તો—તો ખરૂં કહુંછ કે હું એને મને કીધેલા હડહડતાં અપમાન કાજે તેનો જવાબ મેળવવા ઇન્સાફની અદાલતમાં જરૂરજ ઘસડતે," તે ડોસો બેહદ ઉશ્કેરાઇને બોલ્યો.

"હું ઘણોજ દીલગીર છું, મી૦ કેનન. જે ઘાતકી તરછોડ તમારી સાથ એ માહરા ભાઇએ કીધીછ તેને માટે હું એની તરફથી તમારી માફી ચાહુંછ. તે કસુરવાર છે, મગર તે છાલકાંપણાં અને તુફાની તુંમાખમાં વીંટલાઇ ગયલો છે તેથીજ તેમ છે. માહરી સાથ પણ એણે એવીજ નબોજી રીત વાપડીછ, તે પરથી હું સેહેલથી સમજી શકુંછ કે તમને એ બાબતમાં કેટલું લાગતું હશે. મી૦ કેનન, હું તમારી એની તરફથી એકવાર એની નાલાયક ચાલ માટે દરગુજર ચાહુંછ," બૅામે પોતાના મુજી ભાઇ તરફથી તે સોલીસીટર પાસ માફી ઇચ્છી.

"બહમનજી." ઘરડો મી૦ જૉન કેનન બૅામ તરફ વખાણથી જોઇ બોલ્યો, "તમે એક ખરાજ અમીરી ખાસ્યતના માણસ છેવ. કેવો બ્હેસ્ત ને દોજખ જેવો જબરો ફરક તમો એક મા જણ્યા ભાઇઓ વચ્ચે બી છે. એક લોહીના છતાં તમે કેવા એકમેકથી ખ્વાસ ને ખાસ્યતમાં તમામ જુદા છેવ. તે એક તદનજ દુન્યાથી ઉખડેલો જાહેલ બદમાશ છે જયારે તમો ગ્રહસ્થપણાંના એક નાદર——"

પણ બૅામે પોતાની તારીફના શબ્દો તેના મ્હોંમાથી વધુ બાહાર પડવા દીધા નહીં. તે વચમાં તેને અટકાવી બોલ્યો, "મી૦ કેનન, શું આપણે એ માહરા બાનભુલા ભાઇને કોઈબી રીતે સમજાવી એવી નહીં ખાતરી આપી શકીશું કે, એ આપને માટે જે ધારેછ ને માનેછ તે બધું બીલકુલ ગલત છે."

"મને તેમ બને એવું તો નથીજ લાગતું, બહમનજી. એ પોતાના દીલથી તો જે જાહેર કરેછ તે ખરેખર બધુ માનતો હોય એમ મને તો નથી દીસ્તું. માહરા વિચાર મુજબ તો એ બધા બાહારના એના ઢોંગ છે."

"પણ તેનો કંઇ સબબ? તેમ કરવાનું એને કંઇજ કામ નથી. મરનારના વીલ મુજબ એ લૅાફટી લૅાડજ ને તેને લગતી તમામ માલ મીલકતનો

૧૧

એકલો વારસ છે, પછી એને માહરી સાથ એમ નાહકનાં ચીથરાં ફાડવાની શી જરૂર છે?"

"ઘણી છે!" ઘરડા મી૦ કેનને પોતાનું ડોકું ગંભીરાઇથી ધુણાવી કહ્યું, "તમને, એને એમ કરવાનું કારણ શું છે તેની માહીતી કદાચ નહીં હશે, મગર મને છે. એમ આપણી સાથે ફતવા ઉઠાવવામાં એની એક છુપી ને ઉંડી મતલબ છે.

"શું?" જામે ઇન્તેજારીથી પુછ્યું.

"મરનાર સર શાપુરજી એને પોતાનો એકલો વારસ કરી ગયા ત્યારે એવી આશા ને કબુલાતથી કે એને પોતાના ન્હાના ભાઇને સપોવવો, અને જેમ દર માસે તમારા મામા તમને પુછતા હતા તેમ એ તમારા વડા ભાઇએ મામાના મરણ પછી પુછવું. મેં મરનારની એ ઇચ્છા સાંમે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો, કારણ કે મને પ્રથમથી એવો ખુદરતી ખટકો હતો કે મરનાર એમ કરવામાં એક ગંભીર ભુલ કરતા હતા. તેથી, મેં મરનારને તે વાર સમજાવવામાં કંઇજ બાકી રાખ્યું નહીં હતું કે તમારા એકલાના નામપર કંઇ ઘરખમ તેવણે કરવું. કેમકે નહીં તો ભવિષ્યમાં તમો બેઉ ભાઇઓ વચ્ચે તનપાંચ યા અદાવત થતાં, તમારૂં શું થાય? વગર શકે તે ઘટનામાં તો તમારો વડો ભાઇ તમને રખડતા કરે; અને મરનારની ઇચ્છાઓ અને તેવણને આપેલી કબુલાતોને અમરાઇએ મેલી તમારી સાથ ઉલટીજ રીતે વર્તી તમને હેરાન કરે. જો કે માહરી દલીલ ઘણીજ સંગીન ને માહરી લડત ઘણીજ વાજબી ને દરોબસ્ત હતી છતાં મરનાર સર શાપુરજીએ માન્યું નહીં. "ભાઇ ભાઇઓ છે, સુઝીં સમજીને ફેડી લેશે. થોડા કોઇ પારકા છે!" તેવણ માહરા વાંધાને હમેશ એવા શબ્દોમાં ઉડાવી નાંખતા; અને તેનું પરીણામ આજે એ આવ્યું છે કે માહરી વર્ષો અગાઉ કીધેલી અગમચેતી ખરી પડીછે. તમે સમજીયા, કાકની પંચાતીનું મુળ કારણ?"

"હા, હવે મને સમજ પડી! ત્યારે ખરી વાત તો બધી કેથી એમ છે. મરનારની મરજી મુજબ એને તેવણના વારસ થવા પછી મને સપોવવાનું છે; પણ તેમ કરવા એ રાજી નથી તેથી એમ છીતાં છજતરાં શોધી અને પોતાથી દુર કરવા એ ઇચ્છેછે, અને તે માટે કંઇ ઘરખમ કારણો આગળ તો કરવાં જોઇએ એટલે મને એની વિરૂધ ભાગ ભજવતો ચીતારી તેમ કરવાના વેરમાં જાણે મને રખડતો કરી નાંખતો હોય તેમ ડોળ ઘાલેછે; ને

સાથ સાથ તમને એમાં સડોવેછ કે તમારાથી માહરી પક્ષમાં અવાજ ઉઠાવવાનું બને નહીં।"

"ખચ્ચીતજ।" તે ધારાનો હીમાયતી બોલ્યો, "એની એ બાતેનની ઉંડી ને બુરી મકસદ છે. પણ જો તમો ઇચ્છતા હોવ તો હું એને એમા ફાવી જવા દેવા માંગતો નથી. તમે જો કહેતા હોવ તો આપણે એને ઇનસાફની અદાલતમાં ઘસડી આપણીપર મુકેલા આક્ષેપોનો જવાબ માંગશું, ને મને સંપુર્ણું ખાતરી છે કે તે પુરવાર કરવામાં એ તમામ નિષ્ફળ જશે, એટલે આયંદા મરનાર સર શાપુરજીની મરજી અનુસાર તમને સપોવવાની એને ફરજ પડશે."

"નહીં, હું તેમ કરવા ઇચ્છતો નથી।" બૅામે મોટાં દીલથી પોતાના તે બુરા માજાયાને સતાવવાના અને આડકત્રા ઇલાજોથી તેને ઝેર કરવાના કશા બી કડવા ઉપાયો લેવા ના પાડી.

"નહીં! માઇ ગુડ સર!" સોલીસીટર મી૦ કેનન ઘણો અજબ થયો, "કારણ?"

"કારણ, હું કોઇનું બુરૂં ઇચ્છતો નથી. તે ગમે તેવો બી માહરી સાથ થાય, મગર હું કંઇ 'ટીટ ફોર ટેટ' જેવું એની સાથ કરવા માંગતો નથી. ખુદા એનું ભલું કરે ને એને ખરૂં ને સારૂં સુઝાડે એટલુંજ બસ હું ઇચ્છું છ?"

"બહમનજી, તમે એટલા ભલા બનોછ કે જે ભલાઇ બુરાઇની ગરજ સારેછ!" બૅામની અસાધારણ ભલાઇ જોઇ આશ્ચર્ય પામી મી૦ કેનન બોલ્યો. "તમે ઘણુંજ ભલા બનોછ, જોઇએ તે કરતાં બી ઘણુંજ. મગર એ બધી તમારી ભલાઇ તમામ હરામ ઢોળી દીધેલીજ છે।"

"નહીં, હું એમ ધારતો નથી. ભલાઇ કીધેલી કદી અકારત જતી નથી. બુરા સાથ બી બુરાઈ કરવામાં કશી હાંસલ નથી, પણ બુરા સાથ ભલાઇ કરવામાં તે બુરાની બુરાઇ તોડવાનો લાગ રહે છે," બૅામે કહ્યું.

તેનો મક્કમ ઠરાવ ને દૃઢ નિશ્ચય એ બાબતનો જોઇ, સોલીસીટર મી૦ જોન કેનને વધુ દબાણ એ માટે કરવાનું વાજબી નહીં વીચારી, અખાડા કીધા. પણ તે છતાં બી બૅામની ઉદાર મનોવૃતિ અને ઉમદા ભલા ખ્યાસના હજારો હજાર વખાણો મનમાં કરવા વગર તે રહી શકયો નહિ.

"ત્યારે તમે કંઈ વધુ એ બાબત કરવા ઇચ્છતા નથી?"

"જરા બી નહી? હું સહવારના આ લૉડજ છોડી જાઉંછ, જો કે તેમ કરતાં મને ઘણું લાગશે, કારણ કે એ માહરો વર્ષોનો ઘણો માનીતો ને પ્યારો છે."

"તે તમે ક્યાં જશો?"

"એકાદ હૉટેલમાં હાલ તુરત તો ઉતરશ, પછી કેયે નોકરીએ લાગી જઇ એકાદ મજાહનું ઘર ભાડે લઇ થર પડશ!" બૉમે કહ્યું.

"તમને સારા મુસારાની નોકરી તુરતજ મળશે એવી મને ખાતરી છે, કેમકે તમારા જેવા વિદ્વાન સાયન્ટીસ્ટો કઇ આ દેશમાં ઢગલે ઢગલા નથી, પણ તેમ છતાં બી જો તમને નોકરી મેળવતાં મુસ્કેલી નડે તો માહરી ઑફીસમાં એક સારી બેર્થ તમારે માટે ફાજલ પાડવા ઘણો રાજી થવશ."

"તમારો ઘણો ઉપકાર થયો, મી૦ કેનન! તમારી એ બધી માયા મેહેરબાનીઓ હું કદી વીસરશ નહી, અને જરૂર પડત્તે હું ખચ્ચીતજ તમારી એ સર્વે મેહેરબાનીનો લાભ લેવા ચુકશ નહી!"

"ઑલ રાઇટ, પણ મીસ કામાનું શું? તેવણ બી જૉબ વગરનાં થઇ જતાં હશે? જો તેમ હોય તો તેવણને માહરી પેઢીમાં એક ટાઇપીસ્ટ તરીકે રાખવા હું રાજી છું. જો એવણની મરજી હોય તો બેશક એવણને મોકલજો!"

"ઓ, થેંક્યું વૅરી મચ! મીસ કામા રંગુનવાલા સર કોહીયારજી હીરામાણેકના છોકરાંઓના શીક્ષક તરીકે થર પડી ચુકાંછ," બૉમે તે ભલા ગ્રહસ્થનો આભાર માનતાં કહ્યું.

"એ સમજી હું નેહાયત ખુશી છું. ત્યારે હું હવે રજા લઉંછ. તમે આજથી માહરા કુલ નથી એવું વિચારી માહરી સલ્લાહ કે મદદ લેવાથી દુર રહેતા ના. તમને કંઇ બી મદદ કે સુચના જોઇએ તો જરૂર માહરે ત્યાં આવજો. મને તમારો એક મિત્રજ હાલમાં હતો તેવોજ હવે પછી પણ સમજજો, શરમાતા ના!" તે ભલો ટોપીવાયો ઘણીજ ભલાઇથી ઉપલું કહી બૉમને ચાંપીને હસ્તધુનન કરી ત્યાંથી વીદાય થયો.

# પ્રકરણ ચૌદમું.

નશીબની ગત ન્યારી છે. કીસમતની કરામત અજબ દોરંગી અને બેઢંગી છે. કોણે એમ ધાર્યું કે વિચાર્યું હતું કે લૉર્ડની લૉડજની બાદશાહી મીલકતનો ધનાઢ્ય શેઠીયો થોડીક ઘડીની રમતમાં તે જબરદસ્ત મીલકતની માલેકીમાંથી દુર થઇ અચાનક રખડતો યા રઝળતો થશે? અરે, કોણે એમ વમાસ્યું હશે? તે દીવસે સુરજના ઉગવા સાથ પોતાને સર્વના હકદાર માલીક ધારતા ભલા બૅામને કે કોઇ દીગરને પણ શું સ્વપ્ને વટીક એવો ખટકો થયો હશે કે તેજ દિવસના સુર્યના ગાયેબ થવા અગાઉ કોઇ બીજો દાવાદાર એકાએક બામબુના પીલાની માફક ફુટી નીકળી તેને ઓચીંતી ખરતી આપશે?

કાઉ બનાજી—બૅામનો વડો ભાઈ એકાએક ફુટી નીકળશે અને પોતાના મામાના વારસ તરીકે પોતે હોવાનો દાવો કરશે એવી જો ઘરડા અપંગ સર શાપુરજીને સ્વપને પણ ભ્રાંતિ હતે તો—તો આજે એમ ન બનતે; તેવણુની ઇચ્છાનું ઉલઘંન ન થતે. પણ ભવીષ્યમાં કોઇ પેશી નીકળ્યું નથી. લખ્યા લેખ ટળતા કે મટતા નથી; તેઓના લલાટમાંજ એવું બનવુ સરજાયું હશે તો પછી તેવું બન્યા વગર કેમ રહે?

ઘરડા સોલીસીટર મી૦ જોન કેનને એવું કંઇ બનવાનું ભવીશ તે કઢંગુ વીલ બનાવતી વેળાજ ભાખ્યું હતું અને મરનાર સર શાપુરજીને એવું ઢંગધડા વગરનું વિચિત્ર વસ્યત ન કરવાની ઘણી ઓજરખાહીથી સલ્લાહ વટીક આપી હતી. પણ નખરાબાજ નશીબનું ચક્ર કંઇ એમજ ફરવાનું નીર્માણ હશે તે સર શાપુરજી તેનું સમજાવેલું સમજ્યા ને મનાવેલું માન્યાજ નહીં. તેવણુને જબરો વહેમ વીલ બનાવવા માટે હતો. તે મહાન વિદ્વાન સાયન્ટીસ્ટને એ વીશે કંઇ એવોજ બુરો કે ખોટો ધખારો હતો કે વીલ બનાવવાથી એક માણસની જીંદગીની દોરી ટુંકી થાય છે, અને તેથી તેવણુને વસ્યત કરવા સામે જબરદસ્ત કમકમાટ હતો, પણ વીલ કરવાની અંતે તેમણે આડકત્રી અનીવાર્ય ફરજ પડી. તે ફરજના દબાણનું કારણ લેડી આઇબારા અને તેની બેટી કુંમીની તેવણુના તરફની હેવાન્યત વર્તણુંક હતી. તે બંને મા બેટીઓને પોતા તરફ એટલી હદ

સુધીનો અનુગમો અને વિરોધ દેખાડતાં નીહાળી તેવણને અત્યંત ક્રોધ ચઢયો. અને પરીણામમાં તેઓના એ ઘાતકી નાતરસ કર્મોની શીક્ષામાં તેવણે એક વીલ કર્યું, કે જેની રૂએ પોતાની તુમામ એસકેયામતના એકલા માલેક તરીકે પોતાના મોટા ભાણેજ કાઉને ઠેરવ્યો.

"હું તમને બૅામના નામ પર કંઇ કરી જવાની ભલામણ કરૂંછ," સોલીસીટર મી૦ કેનને તે વાર વાંધો લીધો.

"નહીં, કંઇજ જરૂર નથી. વળી બૅામ કોણ કાઉનો ભાઇજ કેની? તે તમે શું એમ ધારોછ કે તે પોતાની મા જાયાનેજ વીસરી જશે? નહીં, મી૦ કેનન માહરી ખાતરી છે કે એ લોક સુજી સમજીનેજ ચાલશે, અને કાઉ પોતાના નાહના ભાઇને કશી બી પાંતીની જરાક બી અડચણ આવવા દેશે નહીં."

"એ બધી તમારી તકરાર વાજબી છે. પણ માહરી તમને સલ્લાહ છે કે બૅામ કાજે એ ઘણુંજ જોખમભર્યું છે; કદાચને ભવીશમાં એ બેઉ ભાઇઓ મરાય, કે એવું કંઇ બી થાય તો કાઉ પોતાના ભાઇને વગર હરકતે રવડતોજ કરે. તેથી હું સુચના કરૂંછ કે અંદર કંઇ નહીં તો એવી એક કલમ ઉમેરાવો કે કાઉએ પોતાના ન્હાના ભાઇને કોઇ બી કેસમાં સપોવવો."

"ઓ નો પ્લીઇઝ! હું કહું તેમ કરો. હું વીલ લાંબુ જરા બી કરવા માંગતો નથી. આપણે એ બાબત કાઉને મોંઢેમોઢું સમજાવીશું." સર શાપુરજીએ જણાવ્યું; "વળી હું કાંહાં હમણાં ને હમણાં મરી જવાનો છેઉં જે તેની વાત."

"તે તો ખરૂં, મગર આજે કોઇનો ભરોશો નથી અને પૈસો એક એવી ચીઝ છે કે ભાઇ ભાઇને તો શું પણ બાપ દીકરા વચ્ચેના અંતરને પણ એક સપાટે વીસરાવવાની બુરી લાલચ ધરાવે છે."

"હવે એ વાત જવા દો! એ બાબત તમારી સાથ હું મળતો થઇ શકતો નથી. મેં કહ્યુંછ તેમજ વીલ તમે તૈયાર કરી લાવો," સર શાપુરજીએ જણાવ્યું. તેવણ દિલે ઘણાંજ ભોલા ને ભલા હતા અને એવા માણસોના દિલમાં એક ઘણીજ સાધારણ પ્રકારની નબલાઇ બલકે દુરગુણ જેમ હમેશ રહે છે તેમ તેવણ પોતા જેવાજ અંતરના ભોલા ને ભલા બધાને ધારતા હતા. અને તેથીજ, સોલીસીટર મી૦ કેનનની ફીકરોને તેવણે હસી

કાઢી હતી. તે ભલા બુજર્ગ ગ્રહસ્થના માનવા ને ધારવા મુજબ તેમ બનવુંજ તદન અશકય હતું. અને એ મુજબ તે વીલ થયું. અને પછી શું બન્યું તે શું અમારા સુજ્ઞ વાંચનારાઓને ફરીથી લંબાણથી સમજાવવાની નાહકની તકલીફ ઉઠાવવી પડશે?

બૉમ ફના થઇ ગયો. તે લૅાફતી લૅાડજ છોડી એક વચલે વાંધેના પારસી માલેકીના હોટેલમાં જઇ રહયો, અને કંઇ નોકરી મેળવવાની તલાસમાં પડયો; અને તેને તુરત મળી. તેના જેવા શીખેલા, ભણેલા, કાબેલ અને વિશ્વવિખ્યાત વિદ્વાન સાયન્ટીસ્ટના હાથ હેઠળ વર્ષો સુધી તરબ્બત પામેલા જવાનને નોકરી ન મળે એ તો બનવાજોગજ ન હતું. મુંબઇની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન્સટીટયુટના ટેકનીકલ કૅમીસ્ત્રીના ખાતાંમાં એક મદદનીશનો ઓધ્ધો તેને, સારા દરમાયાએ તુરત મલ્યો.

ફ્રેની બી ગોઠવાઇ ગઈ. રંગુનવાલા ચોખાના શાહ સોદાગર સર કોહીયારજી હીરામાણેકના છોકરાંઓના શીક્ષક તરીકે તે રહી. કાઉએ પણ તેણીને પોતાની ખાનગી મદદનીશ તરીકે રહેવાની માંગણી કરી; પણ તે તેણીએ ઉપકાર, ખરૂં કહીએ તો તુચ્છકાર સાથ ના પાડી. પોતાના પ્રાણપ્રિય બૉમને હડહડતા જુઠા પ્રપંચી આળોથી કળંક લગાડનાર તે મુજી માણસની મદદનીશ તરીકે તે રહીજ કેમ શકે? તેણીએ સાફ ના પાડી. કાઉએ ઘણું બી સમજાવ્યું, ઘણું બી મનાવ્યું, ઘણું બી કરગરીને વઢીક કહયું, પણ તે એકની બે થઇજ નહીં. તે ગઇ. અને પોતાની પીઠ પાછલ એક બુરા બદમાશને પોતાનો કટ્ટો વેરી બનાવતીજ ગઈ.

કાઉ ફ્રેનીને જોતાં સાથજ બેહદ મોહ પામી ગયો હતો, તે છોકરીની પરીસુરત સુંદરતા ઉપર તે એટલો લલચાઇ ગયો હતો કે તેને પોતાને એક ખાનગી મદદનીશની જરા બી અગત કે જરૂર ન છતાં, તે તનોમન રૂપસુંદરીને પોતાની નજર આગળ રાખવાની મકસદથીજ માત્ર તેણે તે માગણી કરી. પણ તે તેણીએ નકબુલેલી જોઇ તે ગુસ્સે થયો. તેની ઘણી બી સમજાવટ ને પટાવટ છતાં તે પરીચેહેર પુતળીને પોતાની અરજ ન સ્વિકારતાં જોઇ તે ઘણો ક્રોધે ચઢયો. પણ તે કશું કરી શકયો નહીં. કેમકે ફ્રેનીએ મોટી બજીદાઇથીજ ના પાડી, એટલુંજ નહીં પણ તે સાથ લગોલગ વળી કુંમીએ તેના મદદનીશ તરીકે કામ બજાવવાની પોતાની પુરી ખુશી દાખવી, એટલે તેને વધુ દબાણ ફ્રેની ઉપર કરવાથી ફરજ્યાત બાઝજ આવવું પડયું. પણ

તેજ વેળાએ તેણે મનમાં સપથ લીધા કે ગમે તે ભોગે પણ તે મધુર મોહીનીને કંઇ બી કરી પોતાના સપાટામાં લેવીજ !

અને તે પોતાના કસમને વલગી રહયો. જેવી તેને ખબર પડી કે ફ્રેની સર કોહીયારજી હીરામાણેકને ત્યાં નોકરીએ ગયલી છે કે તુરત તે પોતે પણ કુંમી આઇમાયને સાથે લઇને અંદરીમાં કુંમી કેસલમાં આવી રહયો, અને ફ્રેની પર બારીક નજર રાખતો થયો.

અવારનવાર તે સર કોહીયારજીને ત્યાં ફ્રેનીને મળવાના ઇરાદાથી જતો; અને તેણીની સંગત ચાલુ સાંખવાની દરેક કોશેશ કરતો. પણ ફ્રેની તેનાથી અલગી ને અલગીજ રહેતી, કારણ તેને માટે તેણીના મનમાં જબરો ધીટકાર ને અભાવ હતો.

એવી રીતે દાહાડાઓ ગબડી જવા લાગ્યા.

બૉમ રોજ સાંજના, ફ્રેનીને વચન મુજબ, મળવા આવતો હતો; અને પોતાની હાલતમાં હજી જરીક વધુ સંગીન ફેરફાર થતાં તુરતજ તે મસતા-પાઅંદાજ માશુકને પોતાની મધુરી મોહોરદાર બનાવવાની અનેક ખાતરીઓ આપી તે અધીરી બનેલી સુંદરીને ધીરજ આપતો હતો.

તેણી અધીરી બની હતી. તે પ્યારા જવાનનો વિયોગ તેણી માટે ઘણો કારી થઇ પડયો હતો; અને સાથ સાથ વળી મુજી કાઉ પોતાના ખડયા પગ ગાલીચા વેર લઇ ગયો હતો; અને અવારનવાર તેણીની સતા-વણીઓ પણ કરતો હતો; જો કે તેની ખબર તેણે બામને કરી ન હતી. જે બી તેણીની ઉતાવલી બનેલી અધીરતાનું એક સબળ કારણ હતું.

પણ એ બધો વખત આઇમાય શું કરતા હતાં? તેવણનાં તો ગલાં પરજ છરી હતી. બેહરામ શું કરતો હતો તે જાણવા તેવણ આતુર હતાં. તે લૉડજની માલેકીમાં થયલાં અચાનક ફેરફારથી વાકેફ થયલો હતો કે નહીં તે જાણવા તેવણ આતુર બન્યાં હતાં, કેમકે હવે રંગ ફેરવાવાથી તેવણને આશા આવી હતી કે કાઉ કુંમીને કદાચ પોતાની મોહોરદાર કરે, અને તેથી તેવણ પોતાની દીકરીને કાઉની નજર આગળજ રાખતાં હતાં, અને તેનું દીલ જીતવા અનેક તરખ્યતોથી તેણીને કેળવતાં હતાં.

અને, તેથી, બેહરામને મળવા તેવણ આતુર હતાં, કે તેને મળતાં તેના નાતરસ કામથી હાથ ઉઠાવવા તેવણ તેને ચેતવે. પણ તેવણની વધલી

જતી ફીકરો વચ્ચે કાકનો પત્તોજ નહીં લાગ્યો. તે ભલા માણસના ફરજંદની તો કશી ખન્નસલજ જણાતી ન હતી. દાહાડાઓ નીકળી ગયા પણ તે ખુબીનું ખોળિયું નજરે આવ્યુંજ નહીં; ના એટલુંજ નહીં પણ તેણે માંથે ઉઠાવેલાં દહેશતનાક કામનો આગળ આરંભ થયલો પણ જણાયો નહી. આઇમાંયે એકાદ બે વાર ખાસ મુંબઇ જઇને પણ તે અભાગ્યાને માટે ચાપતી જુસ્તેજો કરી જોઇ હતી; પણ તે તો જાણે દટાઇજ ગયો હતો.

અને તેનું કારણ હતું. તે નામન્યીન તો હાલમાં રાજાના પરોણા તરીકે ઉતર્યા હતા. એક ઇગ્રેજ ઝવેરીની દુકાનમાં ચીજ ઝડપનો દાવ સફાઇથી અજમાવા જતાં તે નેકનામ સપડાઇ જવાથી પરીણામમાં તેવણ શેઠ નવ દિવસ તુલીક મુફ્ત હવા ફેરબદલ કરવા નામદાર સરકારની મેહેરબાનીથી સિધાવ્યા હતા.

પણ તેવણ છુટયા તેવાજ પોતાના નેકીભર્યા કામે મંડી ગયા. લાગલા તેવણ લૉફ્તી લૉડજ પર દોડયા, અને ત્યાં બધું બંધબસ જોઇ, અસેમસે તેઓ સર્વ કાહાં ફહરાયાં હતાં તેની ભાળ કાઢી, જે દાહાડે છુટા તેજ દાહાડે અંદેરી આવી પુગા હતા.

એ બી દરદીને ભાવતુંજ થયું હતું. તેનો શીકાર ચાલી ચલાવીને આવાં એકાંતમાં આવી રહયો, એ તેણે ધાર્યું કે તેને માટે એક ઘણી મોટી ખુશનશીબીનીજ વાત હતી, કેમકે હવે તેનું કામ સહેલાઇથી અને સંપુર્ણ સરજાંમ વગર તકલીફ ઉતરશે એમ દીસતું હતું. મુંબઇમાં ભર વસ્તીવાલા મોટા લત્તા ઉપર તે કાંઇ ઘણું બજાવી શકયો ન હતો, પણ હવે અંહી તો તેણે વિચાર્યું કે રસ્તો બધો ચોખ્ખો ને સાફ કુદરતેજ તેને માટે જાણે ખાસ કર્યો હતો.

કુંમી કેસલ તરફ સાંહજના ઝળઝળાંમાં તે જતો હતો, તેટલાં એક ન્હાની વલાણ આગળ તે ઓચીંતો કોઇને અથડી પડયો.

"માફ કરજો મુરબ્બી!" તેણે તુરતજ મારી ચાહી; અને બીજીજ પળે તે કોણને અથડી પડયો હતો તે નજર ઉંચકી જોતાંજ તે જબરા અકળાટ ગભરાટને મારે પાણી પાણીજ બની ગયો, "હું કુંમી કેસલમાં તેના માલેકને મળવા જવા માંગુછ." તેણે અંદરખાનેથી ખુબ ધડક ધુજારામાં સપડાયલાં જીગરે જેમ તેમ જે મોંહમાં આવ્યું તે અડાવ્યું, "હું ધારૂંછ કે તમે તેવણ છેવ!"

"નહી બા. હું કુંમી કેસલનો માલીક નથી. એના માલીકને તમારે મળવા જવું હોય તો તેવણ હમણાં કેસલના બાગમાંજ ફરેછ. જાવ, તેવણ તમને ત્યાંજ મળશે!"

"થેંક્યું-થેંક્યું વેરી મચ, સર!" બેહરામે ઝડપમાં જણાવ્યું ને ત્યાંથી ચાલવા માંડયું.

"મેન્સન નોટ, પ્લીઇઝ," બાંમે સભ્યતાથી ઉત્તર કર્યો. તે તેજ હતો. રોજના ધારા મુજબ તે સાંહજના ફ્રેનીને મળવા આવ્યો હતો, અને મળી ભેટીને તે મુંબઈ જવા સ્ટેશન તરફ પાછો ફરતો હતો. બેખબર બિચારો તો! તેને શું સુરતા હતી કે તેનો જીવ લેવા ટાંપી રહેલા, બલકે બે મરતબા નીશફળ કોશેશો કરી ચુકેલા સાથ તે ઘડીએ તે સભ્યતા ને સાળેસાઇથી વાત કરતો ઉભો હતો.

"માર્યા ઠાર! એ આએ શું ગોલો પીંડાલો વર્યોછ? કંઇ સમજ પડે? આય ચંદન ચાઈ તો કહે જે હું માલીક નથી ને માલીક તો કોઇ બીજોજ છે; ત્યારે આએ મંગળ મુરતીને બે મરતબા ગરદન મારવા તો મેં નાહક જાણુયા પીછાણુયા વગર અમસ્થોજ કહાડયો કે?" બાંમની જતી પીઠને ફરી ફરીને જોતાં અજાયબીથી દંગ થઇ ગયલો બેહરામ વિચાર કરતાં બબડયો, "ગુડનેસ મી! હું બી શું કાંટાનું કટેસર કરી મુકુંછ! આય બિચારો કોઇ વગર ફોકટનોજ માર્યો જતે! ને બેહેન આલાં તો તે જાણી ઝેરેઝેર ફાકતે? લાવ તો એ કુંમી કેસલનો સરકનો માલીક થતો હમણા–કહેજે બાગમાંજ ફરેછ તે ચીમાઇને જોઉં તો ખરો કે એ કોણ ને કેવો છે કે ફરીથી એવી ગંભીર ભુલચાપમાં વગર ફોકટનું મને પડવું પડેજ નહીં. વળી કોઇ બળતાની ગરદન મરદઇ જશે તો ક્રાંહાં આપદા?" અને એમ બબડતો અને વિચાર કરતો બદકાર બેહરામ કુંમી કેસલ તરફ ચાલ્યો.

---

## પ્રકરણ પંદરમું.

---

રંગુનવાલા શાહ સોદાગર સર કાહીયારજી હીરામાણેકની મોટી મીલ્કતને લગતા તે જબરદસ્ત બાગના એક એકાંત ખુણામાં મુકવામા

આવેલા એક ન્હાના બાંકડા ઉપર ફ્રેની કામા ગમગીન વિચારોમાં લીન બેઠી હતી.

બૉમ તુરતનોજ તે સુંદરી આગળથી તેને રોજના રાબેતા મુજબ મળી ભેટી, તે મહાસુખ સાથે કલાકેક દિલખુશ વાતચીતમાં વખત ગુજારી ગયો હતો.

જેમ બને એમ જલદી ગોઠવાવાની વાત આજે તે પ્યારા જવાંન આગળ તેણીએ પાકી છેડી હતી. તે મીઠી મધુરીને એમ એટલી દાહાડે દાહાડે અધીરી બનવાનો મુસ્તકીમ સબબ હતો. બૉમનો બુરો માજાયો કાઉ હવે છેલ્લા થોડા દીવસ થયા ખડયા પગ છેક ગાલીચા પરજ લઇ જતો થયો હતો. તે મહા બુરો હવે તે રૂપસુંદરીને આસ્તે આસ્તે વધુ પજવતો; પોતાની અળખામણી ને અકારી થઇ પડતી નાપસંદ સોબત જોઇએ તે કરતાં પણ વધુવાર તે મધુરીની ખુલ્લી ખફગી ને કરાજી છતાં, રાખતો હતો; અને અસે મસે મોહબતના મીઠા સખુનો તેણીના કાનમાં રેડતો થયો હતો. એ ફ્રેની માટે અકળામણ થઇ પડી. તે, એથી, જેટલી ગુસ્સે થઈ તેટલીજ ગાભરી પણ પડી. ગાભરી એટલા માટેજ કે કડવા ઝેર જેવા તેના મોહબતથી ભરપુર મીઠા સખુનો, અને તેની ધીક્કાર ઉપજાવનારી નાખુશ સોબત તે રોકી કે છોડવી શકિત નહીં હતી.

તે એક પરાયા ઘરમાં અને વળી એક, આખર કરેને, નોકર હતી; એટલે તેણીને પોતાની ફરજતો વેળાસર બજાવવીજ પડતી હતી; અને લુચ્ચો કાઉ તક સાંધી બરાબર એવી કોઇ તેણીની ફરજની બજાવણી વેળાએજ સર કોકીયારજીને મળવાને મસે ત્યાં આવતો હતો, એટલે તે પ્રીયકર સુંદરી પોતાની ફરજની બજાવણીમાંથી કંઇ બી ધરખમ કારણની ગેર-હાજરીમાં, મુકત થઇ જઇને પણ તેની બુરી સંગત યા કમકમાટ ઉપ-જાવનારાં પ્યારની ખેલછાભર્યાં ટાહેલાંઓ સાંભળવાના કંટાલામાંથી અલગ થઇ જઇ શકતી ન હતી. તે જ્યારે હૉલમાં સર કોહીયરજીના છોકરાઓને શીક્ષણ આપતી હોય, યા તો પોતીકા શીષ્યો સાથ કીન્ડરગાર્ટનની પધ્ધતી અનુસાર તેઓને શીક્ષણ આપતી બાહાર બાગમાં રોકાયલી હોય તેવી વેળાએજ લુચ્ચો કાઉ હમેશ આવતો હતો, એટલે તે નાજનીન કંઇ બી કરી શકતી ન હતી. કાઉને પોતાની આગળથી ચાલી જવા તો અલબતાં, તેણીથી કહેવાયજ નહીં, અને સાથ સાથ તેજ વખતે વળી પોતાની ફર-

જની બજાવણીમાંથી બી પરહેજ રહી જવાનું એમ વખતે વખત પાલવે નહીં. એમ તો એકવાર સર કોહીયારજી આગળ તેણીએ એવી ફર્યાદ કરી કાકીની સંગતમાંથી છટકવાની એક ચાલાક વેતરણ કરી હતી કે તેવણે મહેરબાની કરી છોકરાઓને શીખવવા સારૂ એક તમામ અલાહેદો રૂમ બંગલામાં કાઢી આપવો, કેમકે હાલમાં તેઓનું (છોકરાઓનુ) ધ્યાન બરાબર લાગતું જણાતું નહીં હતું. પણ તેણીની એ સીફતથી ખેલી જોએલી બાજી નીશફળ ગઇ. તેણીની તે ફર્યાદના પરચારામાં સર કોહીયારજીએ હસીને જણાવ્યું કે તેમાં વજુદ જેવું તેવણ કશું જોતા ન હતા. "હું નથી ધારતો કે એમ હોય, દીકરી ફ્રેની," તેવણે આગળ જારી રાખ્યું. અત્રે જણાવેલું સર કોહીયારજીને ઇન્સાફ આપનારૂં થઇ પડશે કે તે ભલા બુજર્ગ ગ્રહસ્થ ફ્રેનીને કોઈ પરાઇ તરીકે ન ગણતાં પોતાની બેટીઓ સમાન જાણી તેણીને તેવાજ એલકાબથી બોલાવતા પણ હતા, "તું જ્યારે છોકરાંઓને શીખવેછ ત્યારે ઘણું ઘણું તો રૂમમાં હું એક ને આય પાસેનો કાઉ રહેછ, બીજું તો કોઇજ રહેતું નથી, કે તે ઉપર છોકરાંઓનું લક્ષ ખેંચાતાં, લેશન પર બેધ્યાન બને; અને વળી' તે ડોસાજી મોટેથી હસીને બોલ્યા, "તુ છોકરાઓને એવી તો ભારી કાબેલ્યતથી શીક્ષણ આપેછ કે હું બી તે હોંશે હોંશેજ સમજુંછ, ને મનમાં ઇચ્છુંછ પણ કે માહરો માસ્તર તાહરાથી માત્ર અર્ધો બી જો કાબેલ ને લાયક હોતે, તો આજે હું જે છેઉં તેથી કંઇ જુદોજ ને જરૂરજ મોટો હોતે!" અને એટલું બોલી તે ભલા ડોસાજી પાછું મોટે સાદે હસ્યા.

અને હવે ફ્રેની કરે તે બી શું? એક ચાલાક બાજી ઘણી કુશલતાથી તેણીએ અજમાવી જોઇ પણ તેનો આવો ફેજ આવેલો નીહાલી તેણીએ, તે બાબદમાં બુઢાજીને વધુ દબાણ કરવાનું ગેરડહાપણ વિચારી, અખાડા કર્યું.

પણ ત્યારે હવે કરવું શું? કાકથી તો તે ખરે મને કાયર થઇ ગઇ હતી, એટલે છેલ્લો ઉપાય બૉમનને જલદી લગ્ન કરી નાખવા તે આખીરી પડી સમજાવતી હતી. આજે બી તેણે તેમ કરી જોયું હતું. બૉમનની હમણાં કાંઇ એવું પગલું ભરવાની હીંમતજ ચાલતી ન હતી. તે એક સારા મુસારાએ નોકરી લાગી ગયો હતો એ ખરૂં, મગર તે મુસારો કાંઇ, તેના વિચાર મુજબ, એક માટી બૈયરનું બેગું પોષણ આબરૂ દરકારથી કરવા માટે પુરતો નહી હતો, જ્યારે અમો ખરૂં જાહેર કરવાની રજા લઇએ તો બૉમની

આય બીલીક તદન ખોટી હતી. તેનાથી ચાર ગણો ઓછો પગાર ધરાવનારાઓ વગર બીકીકે પરણી જઇ આજે સુખી સંસાર ભોગવી શકે છે. પણ એમાં બૉમની કસુર નથી. તે એક વખત એક લક્ષાધિપતિનો એક પુરો વારસ હતો, અને હાલ તે જે પગાર લાવતો હતો તેથી વધુ મોટી રકમ તે દર માસે પોતાના ખાનગી માસિક ખર્ચ તરીકે ખાઇ ખર્ચી નાંખતો હતો, એટલે તે એના વિચાર મુજબની આવી ટુંક રકમમાં પરણી જવાની હામ નજ ભીડી શકે તો તેમાં અચરતી શું છે?

તેથીજ, તેની હીંમત ચાલતી ન હતી. ફ્રેનીની ગમે તેટલી પણ બજીદ સમજાવતો છતાં તે સાફ ના નું નાજ કહેતો હતો "એ કદી બનેજ નહીં. એટલા ટુંક પગાર પર આપણો નીભાવ થઇ શકેજ નહી," તે હંમેશ એ વાત નીકળતાં એટલુંજ કહેતો હતો, "ફ્રેની, થોડો વધુ વખત સબર કરી જા. વ્હાલી, હું તુને પરણી માહરી મુફલેસીની મુસીબતોની દારૂણ આફતોમાં સપડાવવા માંગતો નથી. તું વ્હાલી તેઓ કંઇ ગજબ શોષવાને સરજાયલીજ નથી. તાહરાં જેવું એક નાજુક ગુલાબ ગરીબાઇના ગજબભર્યા હાંડેસામાં કચડાઈ કરમાય તે હું સાંખી શકુંજ નહી. ભલે તે કરતાં મને છાતી પર પત્થર મુકી માહરાં તને માહરી કરવા તલપી રહેલાં દીલને સખ્ત બનાવી, જીવ ઉપર જોરાવરી બી કરી એબારગી ઘણો વખત પણ થોભવું પડે!"

બસ આજ તેના ચાલુ બોલો હતા, અને તે ખરા દિલથી નીકળતા હતા એમ શું સમજાવું જોઇશે? ફ્રેની માટે અગાધ પ્યાર ધરાવતા તે ભલાં જવાનની તેમ સમજાવવાની પુરેપુરી નેકનીયત સામે શું એક ઘડીભર પણ શકની આંગલી ટાંકી શકાશે?

નહીંજ, તે તે ભલા સાલેસ જવાનના ભીત્તરના ઉંડાણમાંથીજ નીકલતા તમામે તમામ પ્રમાણીક ઉભરાઓ હતા. ફ્રેનીને તે સઘળું આયના મીસાલ રોશન હતું, અને બૉમ ઉપર પાક પ્યારની અથાગ ફીદાગીરીથી કુરબાન થતી તે પ્રીયકર સુંદરી, તે વહાલા જવાનની તેણી ઉપરની એટલી બધી હદ સુધીની જાનફેશાની અને ફીદાગીરીની, કદર કરતી હતી, પણ તેણી લાચાર બની ગઇ હતી. બદમાશ કાઉની બેરહેમ સતાવણીઓ દીન ઉગે વધતી જતી જોઇ તેણીને એ બાબત ફરી અને ફરીથી બૉમ હજુર અનેક વાર છેડવી, અનીવાર્ય, પડતી હતી.

આજે પણ તેણીએ તેમજ કરી જોયું હતું, અને બૉમે ધારા મુજબજ તેનો તે જવાબ આપી થોડા વખતમાં બધું સફળ ઉતરવાનું પોતાની આશાનું વિગતવાર બ્યાન ધરીજ મોહબતથી તે મીઠી મધુરીને પાછું ફરી એકવાર કહયું હતું.

તે પર વિચાર કરતી તે સર કોઢીયારજીના તે જબરદસ્ત બાગના એક એકાંત ખુણામાં, બેઠી હતી.

"શું કરૂં બૉમ વ્હાલો તો રોજ એજ મને સમજાવેછ, તે બધું ખરૂં નરૂં કરી દીધા વગર એ બાબત વધુ દબાણ તે બી હું એ વહાલા પર કેમ કરી શકું?" તે પરીચેહેર પુતલી ગમગીન અદાઓએ દર્યાફ્ત કરતી હતી, "એ મુવો કાઉ તો દીન ઉગ્યે મને વધુ ને વધુ સતાવેછ. તે બી તે સાખું ક્યાં તુલીક?"

એજ વખતે તેણીની પાછળ આવેલી ગીચ ઝ ડીઓમાં કંઇ ખડખડાટ થયો. તે શાથી થયો હતો તે જોવા તેણી ફરે તે પહેલાં તેની સતાવણીઓનું મુળ કાઉજ સામેથી ત્યાં આવતો તેણીએ જોયો. તેને જોઇ ફ્રેનીના સોહામણા ચેહેરા ઉપર અણગમા અને કચવાટનો ખુલ્લો ચીલ્લો ચઢયો. હવે ત્યાંથી છટકી જવાય તેમ બી નહીં હતું. તે ઘણોજ નજદીક આવી લાગેલા હતો એટલે તેની નજર ચોરાવી સટકી જવું તદનજ અશક્ય હતું. તે તેણીને જોઇ હસ્તો હસ્તો આગળ આવ્યો અને શૅકહેન્ડ માટે હાથ લાંબો કર્યો.

"અલો, મીસ કામા તમે અહીં છેવ કે?" તેણે શૅકહેન્ડ કરતાં ને તે નાજુક હાથ જોઇએ તે કરતાં જ્યાદા વખત પોતાના હાથમાં રાખી મેલતાં કહયું.

"હાજી!" ફ્રેનીએ લગાર ઠસ્સાથીજ જણાવ્યું અને પછી પોતાનો હાથ જોરૂ કરી ખેંચી લીધો.

"વાહ! શું સુંદર જગા તમે બી સાંજને છેડે એકાંતમાં બે ઘડી મહાલવા માટે શોધી કાઢીછ! તે તમારા જેટલીજ સુંદર છે!"

"મેહેરબાની કરી તમે સીદ્ધીજ વાત કરો, મી. બનાજી," ફ્રેનીએ ગુસ્સો કરી તીખાસથી કહયું.

"એથી સીધ્ધી વાત મેં કદી કોઇ સાથે કરીજ નથી, ફ્રેની. હું ખરૂંજ કહુંછ કે તું જેટલી મનોહર છે તેટલીજ આ તાહરી સાંજનો વખત પસાર કરવા માટે શોધી કાઢેલી જગા પણ છે."

"તમે છેકજ બેશરમ બનોછ," ફ્રેનીએ નેણુ ફેરવી કહ્યું, "મેહેરબાંની કરી મને ફરીથી એ નામે બોલાવતા ના. તમને તેમ મને બોલાવવાનો કંઇજ હક નથી."

"સ્પલેન્ડીડ! રીયલી સ્પલેન્ડીડ!! ફ્રેની, એ તાહરા ગુસ્સામાં તું ઓર બી જયાદા ખુબસુરત લાગેછ, બીલીવ મી!" તે હસીને બોલ્યો. તે બેઅદબને વધુ અને વધુ બહેકતો જોઇ ફ્રેની ગુસ્સાથી તપી ગઇ, અને બેઠક ઉપરથી ઉઠી ઉભી થઇ, ત્યાંથી ચાલી જવા માંડી.

"સબર ફ્રેની."

"મેં તમને એકવાર કહ્યુંની, સાહેબ, કે એ નામે મને બોલાવવાનો તમને જરરાક બી હક નથી."

"ઓ યસ, મેં તે સમજ્યું, અને તેના જવાબમાં જણાવવાની રજા ચાહુંછ કે તે હક તમારી પાસથી હું મેળવવા માંગુછ," તે તેનો હાથ પકડી તેણીને પોતાની હજુર ખેંચવાની કોશેશ કરતાં બોલ્યો, "મેં તું વ્હાલીને જોઇ ને જોઇછ તે દહાડાનો હું તાહરી પર ફીદા છું. ફ્રેની, માહરા જાન, બોલ તું માહરી થશે?

"નહીં!" ફ્રેનીએ ગુસ્સાથી ગગડાટ કર્યો, "અને મને હવે જવા દેવ, મને રોકી રાખવાનો તમને કંઇજ અધીકાર નથી."

"નહીં? કારણ?"

"કારણ હું બીજાંની થવા કબુલ થઇ છું."

"કોણુ સાથે? પેલા માહરા ચંડાળ ભાઇ બૉમ સાથે?"

"હા!"

કાઉએ તે સમજી ભારે ગુસ્સાથી પોતાના દાંતો કચકચાવ્યા. તેની આંખોમાં ભયાનક ચળકાટ ચળકી રહ્યો. બે પળ અગાઉનો તેનો નરમાશથી ભરપુર મીઠો હાવભાવ તમામ ગાયેબ થઇ જઇ, તે વીકાળ અને ઝુનુની ચેહેરામાં બની ગયો. તેણે ફ્રેનીનું કાંડુ મજબુત કચકચાવી પોતાના હાથોમાં પકડયું.

"કદી નહીં, એ કદી બનશે નહીં. માહરા સીવાય કોઇ દીગરની મોહરદાર તું કદી થઇ શકશે નહીં. ફ્રેની, હું, તને માહરા જાનથી બી જયાદા ગણુંછ, અને તુંને માહરી મોહરદાર થવુંજ પડશે."

"કદી નહીં! ઑામ સાથ જો હું ન બી ગોઠવાઇ હોતે તો બી હું તમને નાજ કહેતે," ફ્રેનીએ જવાબ કર્યો.

"સબબ?"

"સબબ હું તમને ખરા જીગરથી ધીક્કારૂંછ?"

"કારણ?"

"કારણ તમે મોટા હીચકારા બદમાશ અને એક હડહડના લુચ્ચા છેવ. ચાલો ખસો. મને જવા દેવ. નહીંકર હું બુમ પાડીને મદદ માંગશ," ફ્રેનીએ બપકી કરી.

તે સમજી તે મુજી હસ્યો.

"પાડયા કરની તાહરે જોઇએ તેટલી બુમ. અહીં આવેછ કોણ જે તેની વાત, ને આય છડે ખુણેથી બંગલે અવાજ પોહોંચે એમ માનું એવો કંઈ ભોટસોટ તું મને ધારેછ શું કે એમ બપકી કરેછ? જો, ફ્રેની, ડાહી થા, માહરૂં માન. તું તો સમજુ છે. આય એક તાહરા લાભનીજ વાત છે. ઑામને જતો મુક. માહરી મોહરદાર બન. તે ભીખારીને પરણી તું શું કરવાની છે. હું લાખ્ખોનો માલીક છું અને તે બધાની રાજ કરતી રાંણી હું તને બનાવશ!"

"હું એ બધી તમારી લાલચોને ઠોકરે મારૂંછ. મને એકદમ ચાલી જવા દેવ!" ફ્રેનીએ ગુસ્સો કરી તે મુજીના હાથમાંથી છુટવાની ખેંચતાંણુ કરતાં કહયું.

"હુ તને ફરી એકવાર સીધ્ધું પુછુંછ, તું માહરી—"

"હા. નહીંજ—નહીંજ! તમે કહેવા કરવા શું માંગોછ? હું તમને જીગરથી ધીટકારૂંછ. જવા દેવ મને એકદમ;" તેના હાથમાંથી છુટવાના ફ્રાકટમાં વલખાં મારતાં તેણીએ કહયું.

"તું પસ્તાસે; મને તરછોડી ખતા ખાશે! મેં તને માહરી કરવાના સપથ લીધાછ, ને ગમે તે કરીને હું તને માહરી કરશ. હું તને ચેતાઉછ છોકરી, કે હજી બી સમજી જા, નહીં તો પરીણામ ઘણુંજ બુરૂં આવશે!"

"તમારી એવી હીચકારી ધમકીઓની હું જરા બી પરવાહ કરતી નથી. તમે એક બુજદીલ બદમાશ છેવ કે એક ઓરતને ધમકીથી દબાવવાની એવી હીચકારી રીતો વાપરોછ."

"ઠીક છે, હવે જોઇશું કે માહરી ધમકીઓ ખરી છે કે ખાલી, સમજી. હું તાહરી પર હજી દયા કરવા માગું છ; કેમકે હું તને ચાહુંછ; અને જો તું કહેશે તો તું વ્હાલીને ખાતર બૅામ તરફ પણ ઉદાર દિલ બતાવવા વટીક હું તૈયાર થવશ. માટે સમજી જા, ફ્રેની ડાર્લીંગ, ને આવ મને એક કીસ આપ, ને માહરું માગું કબુલ રાખ," તે બદકારે તેણીને મનાવી લેવાની એક નબળી ને છેલ્લી કોશેશ કરતાં કહયું; અને તેના બેઉ હાથ પકડી પોતા તરફ ખેંચી.

તે સુંદરી તે મુજીના બસમાંથી છુટવા અફડાતફડી કરવા પડી, એક તીણી ચીસ પાડવા તેણીએ પોતાનું મોહ ખોલ્યું, પણ તેની તે હીલચાલ ચેતી જઇ બદમાશ કાઉએ પોતાના હાથમાંનો રૂમાલ તેણીના મોંઢા ઉપર ચપટ દાબી દીધો, અને તેના ગુલાબી રૂખસારો ઉપર બોસો લેવા વાંકો વલ્યો.

તેજ પળે તેની પછવાડે આવેલી ઝાડીમાંથી એક આકાર ઘણોજ ઉશ્કેરાઇ ગયલો બાહાર ધસી આવ્યો, અને કાઉના દગલાનો કોલર ટટરાવીને પકડી એક આંચકો મારી ફ્રેનીથી તેને છુટો કરી, ધકેલો મારી એક બાજુ કર્યો.

ધાસ્તી અને અજાયબીથી ધ્રુજતાં ફ્રેનીએ પોતાની મદદે ધાઈ આવનાર તે શખ્શ ગમ જોયું, અને ઓળખાણની એક ચીસ તેણીના મુખમાંથી બાહાર પડી જતી તેણીએ જેમ તેમ અટકાવી; અને ઘણુંજ મીઠા સાદે એક "થેંક યું" કરી; તે જવાંનનો આભાર માની એક બીધેલી હરણીની અદાએ ગભરાયલી અકળાયલી તે ત્યાંથી નાઠી.

પણ તે સહાંજે તેણીને અજાયબીઓ અનુભવવાનો સમય હજી ખતમ થયો ન હતો, કેમકે હજી તે નવા આવનાર અને કાઉને એકમેક તરફ તીરસકાર અને ઝનુનથી ઘુરકતાં છોડી તેણી ઘણે દુર નાહશી નહી તેટલાંજ એક પુરાણા વખતના મોટા વિસ્તારના ઝાડની બાજુમાંથી વલાણ લેતાં એક બીજા આકારને તેણી ધમમમ દેતી કે અથડી પડી.

# પ્રકરણ સોળમું.

તે ગરીબ બાળા અજાયબી અને ધાસ્તીથી હડબડી જાય તેમાં નવાઇ શું છે? બનાવોજ બધા એક્કા એવા ઉપરાસાપરી ને ઉલટાસુલટી ચીત્ર વીચીત્ર તે ટુંક અરસામાં એકાએક બની ગયા હતા કે તે સકુમાર સુંદરીના નાજુક જીગર ઉપર અસર કરવા કાર્યસાધક થઇ પડયા વીના રહેજ નહીં.

હજી તો બૅામને મોહોબતથી મળી ભેટીને તે વ્હાલીથી છુટા પડયાને ઝાઝો વખત થયો નહીં, તેટલાં તેને સદાનો આગુગમતો અને અળખામણો કાઉ ઓચીંતો આવી મળ્યો; અને આજે તો તે ધીક્કારાયલા બુરાએ ખરડેલા પગ છેક ગાલીચા વેર લઇ જઇ તેણીના હાથની માંગણી છડેચોક કરી હતી. ના એટલુંજ નહીં પણ તે માંગણી સીદ્ધી રીતે સ્વીકારાયલી ન જોતાં તે બુરાએ બેસુમાર ધમકી પણ આપી જોઇ અને તેની પણ અસર તે પ્રીયકર પોરી ઉપર ન થયલી નીહાલી છેવટે તેણે જાસ્તી અને બળજોરી વાપરવાની ઉઘાડી અને હીચકારી ચેલેંજ પણ કરી. અને તે ગરીબ ગર્વી બાળાને તેની મરજી ઉપરાંત, જુલાકી જબરદસ્તીનાજ જુલ્મથી પોતાની હવસી બાથમાં પકડી કીસી લેવાની પણ પાક બેહયાઇ તે નાપાકે કરી લેવાની તે એકલા એકાંતમાં તક હાથ ધરવાની તમામ બુજદીલ પેરવી કરી. પણ ફ્રેનીએ જીવ ઉપર આવી અછાડપછાડ કરી મેલી તેની કમકમાટ ઉપજાવનારી બગલગીરીમાંથી છુટવાની એક દીલેરી ભરી કોશેશ કરી, પણ તે કમજોર નીરાધાર અબળા બદકેરદાર કાઉના ચઢતાં બળ અને જોર આગળ શું બીસાદમાં? તેણીની સઘળી તે હીંમતભરી તજવીજ ફોગટમાં ગઇ. ધીરે અને ધીરે તે તેની ધીક્કાર ઉપજાવનારી ગોદમાં વધુ અને વધુ દબાતી ગઇ; તેના ગુલાબી રૂપ-સારાઓ તે મહા બુરાના ઉશ્કેરાઇ લાલ બની ગયલા હવસી ચેહેરાની લગોલગ નજદીક ખેંચાતા ગૈયા, પણ તેજ પળે પાસે આવેલી ઝાડીમાં ખખડાટ થયો, અને અંદરથી એક આકાર પ્રસારાબંધ તે કબસ સુંદરીની વહારે દેખાતોજ ઉશ્કેરાયલો ધાયો, અને બદમાશ કાઉના દગલાનો કોલર ખુબ તતરાવીને પકડી એક આંચકો મારી તેણીને છુટી કરી તેને એક બાજુ ધકેલો મારી દુર કર્યો. તે બીખેલી બાળા તે એકાએક ગેબી મદદ આપવા ફુટી નીકળેલા તે જવાન તરફ ઉપકારથી નજર ઉંચકી જોતાં પાછી અજ-

ચમીથી સખ્ત ચોંકી. તેને તેણીએ તુરત પીછાણ્યો. તે તેજ જવાંન હતો કે જેને તે મધુરીએ પેલા પેહેલા અકસ્માતવાળી યાદગાર થઇ પડેલી સાંજે લૉફ્તી લૉડજના દરવાજા આગળ ભમતાં જોયો હતો; "અને ત્યાર પછી બૉમ પર થયલા તે બે જીવલેણ હુમલાઓનો જવાબદાર પણ તેજ ઇસમ હતો, એમ તેણી ખાતરીપુર્વક માનતી થઇ હતી. તે વગર શકે તેજ હતો. ફ્રેનીએ તેને જોતાં સાથ તુરત પીછાણ્યો અને તેજ વખતે વીજળીક ઝડપે એક વિચાર તેના મગજમાંથી ઝપાટામાં પસાર થયો. તે અંહી કાંય આવ્યો હતો, અને ઝાડીનાં ભરાઇ તે શું કરતો હતો? શું તે બૉમનો જીવ લેવા તતપર હતો? શું તે બૉમની પુઠે તેજ મકસદસર ચાલ્યો ચલાવ્યો મુંબઇથી છેક અંદેરી તેર ધકેલા ખાતો આવ્યો હતો? તેમજ હોવું જોઇએ, તેણીએ વીચાર્યું, અને તે વીચારનાં સમેત તે મોહોત જેવી ફીકી મારી જઇ વધુ હેબડથી હડબડી ગઇ.

પણ તુર્તવેળા શું બોલવું યા શું કરવું તે તેણીને સુજ્યું નહી, એટલે તુર્ત થેંક યુ કરી, તે જવાંનની તેણીને કાજની તકલીફ માટે આભાર માની તે ત્યાંથી સરી ગઇ.

તેણી યાહોમ દોડી, જાંણે પોતાના મનમા પેધા પડેલા બુરા ને ત્રાસદાયક ખ્યાલોને તેમ કરી તે દુર રાખવા માંગતી હોયની તેમ. પણ તેટલાં આપણે ગયા પ્રકરણમાં વાંચી આવ્યાં તેમ એક મોટાં ઝાડના થડ આગળથી વળતાં તે એક કોઇ બીજા આકારને અથડી પડી!

તે કોઇ અંગ્રેજ અબળા હતી. તેણીનો ચેહેરો એક જાડા 'વેલ'થી છુપાવેલો હતો, પણ તે જાડી જાલીના ખાંચા ખાંચાઓમાંથી જેટલું જોઇ શકાતું હતું તે પરથી કહી શકાતું હતું કે તે જુવાંન અને દેખાવડી હતી.

તેણીની આંખો કંઇ ગુસ્સાના સબબથી અંગારા મીસાલ ચમકારા મારતી હતી. તેણીના એક હાથની મુઠ્ઠી મજબુત તતરાવીને વાળેલી હતી અને તેણીના બીજા હાથમાં એક રમકડાં જેવી સમકલી બે બારની રીવૉલ્વર પકડેલી હતી.

તે એક ધાસ્તી ઉપજાવે એવુંજ એક ડરામણું ચીત્ર રજુ કરતી હતી, અને તેને ધ્યાંનથી જોતાં સાથજ બાપડી ફ્રેની થથરી ગઇ. પણ તે કંઇ બોલે યા કરે તે અગાઉ, મુંગી રહેવાની તેણીને ઇશારત કરી, તે કોઇ

અંગ્રેજ અબળા તેણીને ત્યાંથી દુર એક એકાંત ખુણામાં બીજી તરફ ધસડી તાણી ગઈ.

ફ્રેની પર ધાસ્તી અને અજાયબીની ભેગી લાગણીઓ એટલી તો ગાલેબ આવી ગઈ હતી કે તે કંઇ બોલીજ નહીં; ગુપચુપ જરા બી સવાલ ઉઠાવ્યા વગર તે તેણી સાથે ગઇ.

"તમે શું માંગોછ?" એક એકાંત ભાગમાં જઇ લાગી થોભતાં ફ્રેનીએ જીભ ઉપાડી અંગ્રેજીમાં પુછયું.

થોડીક પળ સુધી તે અબળાએ એકી ટગરે ફ્રેની ગમ જોયું, પછી ધીરેથી અને ધીમેથી ફ્રેનીની બેસુમાર અજાયબી વચ્ચે તેણીએ સાફ ગુજરાતીમાં પુછયું, "તમે એના કોણ થાવ?"

"કોણના?" ફ્રેનીએ સવાલ કર્યો.

"તમારી પર હમનાં બળજોરી ને જબરદસ્તી વાપડવા જતો હતો તે દેવનામ દેવના!"

"એક ધણીજ દુરની સગી," ફ્રેનીએ ઉત્તર આપ્યો, જો કે દિલથી તો કશો બી જવાબ તેણીને નહીંજ દેવાનું તેણીએ ઘણું પણ ઇચ્છયું, મગર તેણીના સત્તાવાન હાવભાવ ને કરડા અવાજના તરારાએ તેણીને નમ્ર બનાવી મેલી બોલવાની ફર્જ પાડી.

"હું ધારતી'તીજ કે એ નાંપાક પોતાની દગાબાઝ જાળ તમારી ઉપર નાંખનો હશે, અને, તેથીજ" પોતાના હાથમાંની દગલ બારની નાહની રીવોલ્વર ફ્રેનીને બતાવતાં તેણી બોલી, "અને, તેથીજ આય મેં ઉપયોગી થઇ પડે કરી બાહાર કાઢી રાખેલી હતી."

"તે શું તમે એને મારી નાંખવાના હતાં!" ગભરાટથી ફ્રેનીએ પુછયું

"હા!"

"કારણ?"

"એ મુજી જીવવા લાયક છેજ નહી!" તેણીએ જવાબમાં ગગડાટ કર્યો, "જેમ તમને આજે ફસાવવા કરતો હતો તેમ એ બદકેરદાર બદમાશે બીજી અનેકોને ફસાવી પાયમાલ કીધી છે. એના જેવો એક કાલો નાગ, સંસારનો સડો જીવનો ના સજાવાર છે!"

"તમે કોણ છેવ જે એને વીશે એટલું એટલું બુરૂં બોલોછ?" ફેનીએ ભડકી જઇ પુછયું.

"એ મહા મુજીના નાપાક બસમાં ફસેલીઓમાંની હું એક છું. એ જેન્ટલમેન લૉફરની મોટી મોટી વાતો ને ડીંગો પર લોભાઇ જઈ, એ કસ-રવેજે મને પરણવાના આપેલાં વચન ઉપર આંધળો વીશવાશ મેલી મેં માહરૂં ઈમાન, સ્વમાન, અને દામન ખરાબ કરી હતી. હું ઠગાઇ, માહરી ભોલા-ઇનો એ ચંડાલે લાભ લીધો. અને માહરી જીંદગીનું સત્યાનાશ વાળી નાખ્યું.

"એ તમને કાંહાં મળેલો?"

"બ્રાઝીલમાં, તાંહાં હમારા વચ્ચે મોહોબત બંધાઇ. મેં એને દિલના ખરા જોશથીજ ચાહયો, જ્યારે એ ઇનસાનના રૂપના હયવાને માહરી સાથ સરપામ દગોજ ખેલ્યો. માહરી નબળાઇનો લાભ લઇ એ છુટો થઇ ગયો, મને તજી દીધી, અને—અને—" તે દુઃખી ઇંગ્રેજ અબળા પોકે પોક એટલું બોલતાં રડી પડી.

દુઃખથી તે તમામ આજેજ આવી ગઇ, તે કસાઇએ તેણીને દીધેલા દગાની યાદથી તેણીની છાતી ફાટી જતી હોય તેમ તે માહેતમ કરવા પડી.

"હું બધું તમને કહી શકતી નથી. તે વર્ણવી કહેવાની હાલ માહ-રામાં તાકાત નથી, પણ એટલું બસ થશે કે એને માહરી સાથે ને માહરા વાહલા ભાઇ સાથે કરેલા સયતાન્યત દગાનો હડહડતો કીનો લેવા હું એની પુઠે પુઠે અંહી તુલીક આવીછ. હજી એ ચંડાલ પોતાના પાપી પ્રયત્નો તજતો નથી, પોતાના કાળાં કર્તુકો મુકતો નથી. હજી તો એ તમને ફસા-વવા માંગતો'તો ને તે બી મેં જોયું કે વળી જોર જુલ્મ ને જબરદસ્તીથી. એક જરા જો પેલો કોઇ નવો તમારી મદદે નીકલી આવેલો બહાદર જવાંન મોડો આવ્યો હતે તો ખચ્ચીત હું એને માહરી આય રીવૉલ્વરથી વીંધી નાંખતે; કે જેમ કરવાનો લાગ હું આજે કેટલો વખત થયો શોધ-તીજ ફરૂંછ," તે ઘણાં ઉશકેરાટ અને કડવાસથી બોલતી હતી. તેણીનો ધ્રુજતો અવાજ તેણીની છાતીમાં ઉભરાતા અંત વગરના કહેરના બખાલાનું કંઇ માપ દેતો હતો.

તે ખુનખાર ઓરતનો ભયભીત દેખાવ જોઇ ફેની ટાઇટ થઇ ગઇ, "હું નથી ધારતી કે તમે એક એવું જબુન કામ કરવા તૈયાર થશો," ફેની તેને દયાથી સમજાવતાં બોલી.

"જરૂર," તેણીએ મોટેથી પુકાર્યું, "જરૂર બજાવશ. માહરા હાથથી એ કમબક્ષીશનું લોહી રેડશ! એ, ત્યારેજ હું શાન્ત પડશ; ત્યારેજ માહરા ભાઇના મુવેલા શબ પર હાથ મુકી લીધેલા પવીત્ર કસમની બજાવણી હું પુરેપુરી અદા કરશ; હા, ત્યારેજ, હું માહરા બાપની ખરી બેટી કહેવાવશ, માહરા બહેસ્તી ભાઇની સાચ્ચી બાજાઇ ગણાવશ," તેણી દીવાનીની અદાથી હરેક શબ્દો વધતી અને વધતી ઉશ્કેરાટી જતી બોલી, "હું કરશ, જરૂર—જરૂર—કરશ!"

અને પછી ઝનુનના આવેશની ઘેલચ્છામાં ગીરફતાર થયલી તે દીવાની જેવી બનેલી ઓરત બીજીજ પળે ત્યાંથી રૂરમાર દોડી ગઇ!

# પ્રકરણ ૧૭ મું.

તે પત્થર થઇ ગઇ!

તે ઓરતના તનબદનમાં પ્રજળી રહેલા કીનાના જબરદસ્ત જોશને એટલી બધી હદ સુધીનો અવધી કરતો નીહાલી તે ગરીબ બાળા થથેરી ગઈ. તેણીનો ઉશકેરાયેલો અને ગુસ્સાના જબરા કડવાસથી તમામ કાળો ઠણક મારી ગયલો બીહીક ઉપજાવે એવો ગજબનાક દીસતો ચેહેરો તે ત્યાંથી ચાલી જવા પછી પણ થોડોક વખત તેણીની ભખરાયલી ચશમો આગળ સ્થીર બની ચીટકી રહયો. તે જતા આકારને એવી ટગરે ફુગલાયલી ચશમોએ નીહાલતાં તે સુંદરી ત્યાં થંભ થઇ ઉભી રહી ગઇ.

"માહરા ખુદાય, એ ઓરત છે કે કોઇ ખવીસ! એનો ચેહેરો કેવો ખારાસથી કાળો ઠણક મારી ગયો હતો! એની આંખ કેવી વીજળીના ચમકારા જેવા ચમકારા કરતી'તી!! ગરીબ બીચારી, મને એની ઘણી દયા લાગેછે. બદમાશ કાઉએ ખરેખર એને ઘણીજ હેરાન કરી હશે, તેથીજ, બીચારી એમ મગજથી બેમગજ બની ગઇછે," હેની જરા વાર રહી ધીરેથી પોતાના મન સાથ, તે દુઃખી દીવાની જેવી અબળાના હાલ ઉપર તરસ ખાતાં બબડી; અને પછી અફસોસની એક હાય તે બદબખ્ત માટે મારી બંગલામાં જવા ફરી.

જરા વારમાં તો તે મધુરી તે ઓરતને તમામ વીસરી ગઇ. બૉમના જમની ક્રાંની પુઠે લાગેલા પેલા પારસીનો વીચાર આવતાંજ, તે અંગ્રેજ ઓરતના સર્વ દુ:ખોની ગમનાક કેફીયતથી, તેણીનાં ભલા અને દીલશોઝ હૃદયમાં ઉપજેલી માયાની લાગણીઓ, ગાયેબ થઇ ગઈ. તે તેણીને ભુલી ગઇ, અને બૉમ વાસ્તે ફીકરમંદ બની. રખે પેલો કોઇ મુજી પોતાનો પાપી હાવ ફરી સાંધે; ઓ, રખે તે કંઇ તેના પ્યારા બૉમના જીવ ઉપર ફરી અલાપ નાંખે!

તે પ્યાર ઘેલી સુંદરી ચીંતાતુર બની. ખાવા પીવાનું કંઇ તેને રૂચ્યું કે ગમ્યું નહીં. પોતાના એકાંત ઓરડામાં એકલી એકલી તે ચીંતાની તાસવીસની જબરી અકડવકડમાં પડી.

બીજા હાથ પર ફ્રેનીને કાઉના બદકાર બથમાંથી છુટી કર્યા, અને તેણીના ત્યાંથી ચાલી જવા પછી, કાઉ અને બેહેરામ એકમેકને ગુસ્સાથી ઘુરકવા પડયા.

"તું કોણ એવો તેરો મુવોછ?" કાઉએ ગુસ્સાથી નેણ જમાવી પુછયું.

"ઓહોહો! બપાવા, તમે તો તારીફ લાયક લાયકીથીજ વાત કરોછ," બેહરામે આસ્તે રહી ચેષ્ટા કરતી ઢબે જણાવ્યું, "મગર, હું એમ પુછું કે મને સવાલના કરનાર તમો પોતેજ કોણ બહાદર માણસ છો?"

"હેં! તમે કહેવા શું માંગોછ?" બેહરામે મોટો ગુસ્સો કરી બખાલ્યું, "એકદમ ખુલાસો કરો કે તમે કોણ છેવ ને આય કોઇના ખાનગી બાગમાં એમ બરાતા છુપાતા ફરવાનો તમને શું હક છે?"

"ધીરે, બાપુ ધીરે, મગજે મરડાઇને લોહી બોહી ચઢી જશે તો ચટ ને પટ દેતા કે ટપ દઇને પડી જઇ અહીંજ મરી જશો," બેહરામે પેતરા બર્યાં.

"ગુડનેસ મી! તું કોણ શયતાન માહરી વચ્ચે આવનાર બજ્યોછ? તાહરી તાકાત શું કે તું મને કંઇ પણ કરતો એમ ઓચીંતો કુટી નીકળી અટકાવે, કે માહરા કામની વચ્ચે હોમાય? તું મને ઓળખેછ કે?" કાઉએ ઉશકેરાઇ જઇ તેને મારવા તેનાં દીલપર ધસી જતાં જેમ તેમ અટકતાં કહ્યું.

"બીલકુલ નહી!" કાઉએ તોરથીજ જણાવ્યું.

"તેમાંજ ! નહીં તો તું એમ માહરી સાથ ગુસ્તાખીથી વાત કરવાની શેખી કરેજ નહીં," કાઉ બેહેરામ તરફ તીરસકારથી જોઇ પટપટયો.

"હે ! તે શું તમે કંઇ કીંગ જ્યોર્જ બ્યોર્જમાં ખપવા ઇચ્છોછ શું?" કાઉએ બેહરામનું ઉભાઇ જાય તેમ ટકોર કરી.

"બદમાશ, તું શું ધારેછ, હું કોણ છેઉં ?"

"ઘણું ઘણું તો આય બાગના કારભારી, બીજું કોણ ?" બેહરામે ચુકવ્યું.

"યુ ઇનફ્રેન્લ બ્રુટ, જાંણ ને બુજ કે હું ફુંગી કાસલનો માલીક કાઉ બનાજી પોતે છું; ને માહરા કામની આડે આવવા માટે હું તને જેલમાં ચાંચડ મારવા મોકલવાની ઇચ્છા ધરાઉંછ, શુ સમજ્યો કે ?" કાઉએ ગગડાટ કર્યો.

"બનાજી ? લૉફ્ટી લૉડજના માલીક ? બાઈ જોવ !" કાઉએ અચરતીથી આંગળાં કરડયાં.

"હા ! હવે સુધ ઠેકાણે આવી કે ? હેં ! એમ અઠ્ઠુખરાની કાંની માહરી તરફ ડોળા ફાડીને જોયછ શું ?" કાઉએ બેહરામને પોતાની તરફ અચરતીથી ટીકતાં જોઇ સવાલ કર્યો. તે તો અજબજ થયો હતો. એક ઘણીજ વીચીત્ર અને હલકી કીસમે પેલી કોઇ છોકરી પર જબરદસ્તી કરતાં નીહાળેલા આય કોઈ તેના જેવાજ દેખઇતા રદબાતલને લૉફ્તી લૉડજનો માલીક જાહેર થયલો જોઇને તે તો અજાયબીથી અડીજ ગયો.

"બાપજી આવો !" તેણે વીચાર્યું, "સર શાપુરજી આઇબારાનો આ નવો વારસ થતો તો કોઇ એ—વન કારગો મુવોછ. કોઇ સદંતરજ વીંટી પરનું નંગ બળયુંછ. એ હવે એની સાથ કેમ પાતલો ફાવશે ?"

"કેમ એ મક્કઇબુઠ્ઠા, સમજ્યો કે ? એમ માહરો ચેહેરો શું ભાખી ભાખીને ઘુરકેછ. ટાંટયા ઢીલા પડી ગયા કે ?" કાઉએ બેહરામ ટાઇટ થઈ ગયો હતો એમ માંની ટકોર કરી.

"હેં—હેં—હેં—હેં ?" બેહરામ ખડખડાટ મોટેથી હસી પડયો. કાઉનો પીતો તે જોઇ ઉછળી આવ્યો.

"હેં, હસેછ ? બદમાશ, તું કહેવા શું માંગેછ ?"

"એજ કે આજે માહરી જીંદગીમાં હું એક નવુ લેશન શીખ્યો !" બેહરામે કહ્યું.

"શું ?"

"કે કોરગાઓ હાઇકલાસમાં ખપતી ટીપ-ટૉપ સોસાયટીઓમાં બી છે. આજવેર તેમ હશે એવું હું નહીં માનતો હતો."

"રાસ્કલ, તું એમ બોલી મને કોરૂગામાં ખપાવવાની હીંમત કરેછ, તો લે આંય," કાઉ સુમાર વિનાનો જુંજર બની જતાં તેના દીલ પર તેને ઠોકી નાખવાનીજ મકસદથી ગુસ્સામાં ધસી ગયો; પણ બેહરામે ચપલાઇ વાપરી બાજુ ખસી જઇ, ઘણીજ સફાઇ અને સીફતથી એક મજબુત મુકકો કાઉની ગરદન પર મારી દીધો, અને તેના લાગેલા શૉકથી કાઉ ગબરડી ખાઇ થોડે દુર જઇ જમીન પર જીકાયો અને તેજ પળે બેહરામ ત્યાંથી વટાણા વાવી ગયો.

"આજેજ, જે હોય તે આજેજ રાતે કંઈ બી કરી એ માથે ઉઠાવેલાં કામનો નીકાલ કરી નાંખવો જોઇએ. વધુ વખત કાઢવામાં કંઇ માલ નથી. તક પણ ઠીક છે. લાગ બી મજાહનો છે. જગા બી દરેક પાંતીએ માહરાં કામને લાયક ને દરોબસ્ત છે તો ત્યારે ખોટી ઢીલ કરવાની જરૂરજ શી છે ?" બેહરામ ત્યાંથી ઝડપી કદમે નીકળી જતાં બબડયો.

---

## પ્રકરણ અઢારમું.

---

ચિંતાં મહા બુરી ચીઝ છે. વગર દવાઇનું એક જીવલેણ દરદ છે. ઇનસાનના શાંતી અને સુખનો ગયે ભવનો મોટો શત્રુ છે. પાપી અને બદકારોને તેઓના બદકરતુકોનો મુંગો નતીજો અપાવતો ખુદરતનો એક ગૈબી ફટકો છે. કમનશીબ તે છે કે જે ચીંતાના દારૂન દરદની જીવલેણ બીમારીથી પીડાય છે ! ઇન્સાફની ચુંગાલમાંથી, કંઇ બદ કર્મો કરી, નાહસતા ભાગતા પાપીઓની પુઠે ઇન્સાફની ચુગાલ કોઇ પણ પળે પોતાની ગરદન

પર આવી પડવાના ગજબનાક ભયનો જબરદસ્ત ડર હર પળે તે બદબખ્તો ઉપર એટલો તો જાયજ રહે છે કે તેમના તે દારૂણ દુઃખની ગણુના કરવા તે માલીકે સાહેબ સિવાય બીજા કોઇ અશકત છે.

રાતના સાડા અગ્યારનો અમલ હતો. ઘમઘોર ચુપકીદી અંદેરીમાં કુંમી કૅસલની અતરાફમા રાજ્ય કરતી હતી. સૌ કોઇ વગેસગે થઇ ગયું હતું, અને તે એકાંત જગા તે વખતે ઓર બી એકાંત ને ભયાનક દીસ્તી હતી.

આ કુંમી કૅસલમાં પણુ સર્વ રાતની શાંતીની મીઠી રાહનુમાઇમાં ગરક ગયલાં તે મોટા મહેલમાં એક સિવાય બધા રૂમોમાં અંધકાર ફેલાયલો હોવાથી જણાતાં હતાં.

બાગ તરફ ખુલતી તે આલીશાન મકાનની પહેલે મજલેની એક રૂમની બારીમાંથી આ લાઇટ ખુલ્લી જણાતી હતી. તે કાઉ બનાજીનો બૅડ–રૂમ હતો. કંઇ દારૂણુ ચીંતાના ગજબથી ઘેરાયલો તે એમથી તેમ પાંજરામાં પુરેલા સિંહની માફક પોતાના રૂમમાં ફરતો હતો. ગઇ સાંહજે તેણે પહેરેલાં કપડાં હજી તેના દીલપરજ હતાં. એક ટેબલ ઉપર વીસ્કીની ડીકાન્ડર, સોડાની બે ત્રણુ બાટલીઓ અને એક ગલાસની જોડ વેરવીખેર પડેલાં હતાં.

તેના દીલમાં કંઇ છુપો ગભરાટ ભારે ધરફરી મચાવી તેને ઢીલો ઢચ કરી મેલતો હતો. બબરાયલી સુર્કીતસ ચશમોએ તે અવારનવાર રૂમમાં કશાથી પણુ જરા બી ખખડાટ યા અવાજ થતાં બીહી ધ્રુજી પડી આજુબાજુ મોટા ગભરાટથી જોતો હતો; અને પછી બરપા થયલા ગભરાટના આંચકાના જોશને સમાવવા તે દમબદમ વીસ્કીના પેગો નોશ કરતો હતો.

"શયતાનનો હવાલો એ નાપાક નડતાને!" તે એમથી તેમ ફરતાં અટકી ઉભો રહી ગુસ્સાથી પોતાના દાંતો કચકચાવી, પોતાના હાથની મુઠીઓ તતરાવી વાળી ઘણુંજ કડવાસથી બોલ્યો, "શયતાનના જણ્યાએ તો છેક છેલ્લી ઘડીએ આવીને બધો આંટો બાફ્યો. તે સુંદર પંખેરાંને માહરા હાથમાં સપડાયલું છોડાવી લીધું, ને ઉપરથી મને મારીને પોબારાં માપી ગયો. ઠીક છે, બચ્ચા, તું જે હોય તે, બીજી વાર માહરા હાથમાં તું સપડાવો જોઇએ, ને પછી જો કે માહરા વીરૂધની, તાહરી આજની દીલચાલોનો કેવો બુરો ને કડવો નતીજો તને ચાખવો પડશે. માહરા ખુદા!

એ શું ? એ શાનો ખખડાટ ? કોણ છે ?" બાહાર બાગમાં ઝાડોના પાંદડાંઓનો પવનમાં હીલવાથી ખખડાટ થતાં, તેણે બેહદ ચમકીને બીહી ધ્રુજી જતા ધાસ્તીથી હડબડી ગયલી ચશમોએ આજુબાજુ જોઇ ગભરાટ કર્યો; પણ કંઇ ઉત્તર પોતાના પ્રશ્નના જવાબમાં ન મળવાથી એકવાર ફરીથી ચોકાશીની નજર તે રૂમની આજુબાજુના અતરાફમાં ચોમેર નાખી, વીહસ્કીનો એક બમપર ડોઝ લઇ પોતાની ફીકરોને હાંકી કાઢવાની એક મીથ્યા કોશેશ કરતાં તે હસીને બોલ્યો, "રૉટ ! હું અમસ્થોજ બીહી ધ્રુજી પડુંછ. ફોકટમાંજ જરા જરામાં ચીંતાથી ટાઇટ થઇ જાઉંછ ! એબસર્ડ ! હવે અહીં કોઇ મને તે બનાવ માટે ધરવા પકડવા ત્યાં વેરથી ધકેલા ખાતો ઘસડાઇ તણાઇ આવે એમ લાગતુંજ નથી. ખચ્ચીતજ, બીહવા ધ્રુજવામાં હું સર્વોમ મુર્ખ બનુંછ. હવે મને કંઇજ કોઇ કરી શકનાર નથી. બાપરે ! એ ઓળો કોણનો ?" બીજીજ પળે બહાર ગામમાં આવેલા મોટા દરખતની ડાળીઓનો ઓળો પવનના હાલવાથી તે રૂમમાં પડતાં તેને જબરી ચમક વા થઇ આવી, અને તેનું કપાળ પરસેવાથી તમામ ભીંજાઇ ગયું. તે બધો આખો દીલે પાણી પાણી થઇ ગયો, અને એક ખુરશીમાં ધમમમ દેતો કે અવાચક જેવો બની બેસી પડયો, "માહરા ખુદાય ! એ કોણનો ઓળો ? વીલ્યમનો ? ઓ નહીં—નહીં, પરવર નહીં. ના મને એમ સતાવ, વીલ્યમ, ના મને એમ ભુત બની તું બીહીવરાવ ! મેં તને માર્યો નથી. તું જુડો છે, હડહડતો જુડો. મેં તાહરી સાથ દગો કીધો નથી. તું ભુલેછ, ખોટું માનેછ, ગોથું ખાયછ. જા, જા. વાસ્તે ખુદાને તું મને છોડી જા !" તે ચીચવાઇને પુકાર્યો. તેની આંખો સુકી ટસ બની રહી ઓય નીકળી આવે એટલી હદ સુધીની બહાર ખેંચાઇ તણાઇ રહી, તે પડેલા ઓળાની જગા ઉપર એકકી ટગરે ચોકીજ રહી હતી. કંઇ ભયંકાર અણદીઠ દેખાવ તેની ચશમોએ તે જોઇ રહયો હોય, અને તે ત્રાસદાયક ચીત્ર વધુ જોતાં તે ધ્રુજતો ને કમકમતો હોય તે કીશમે તેણે જરા વારમાં પોતાની આંખો બંધ કરી દીધી. મીનીટો સુધી તે એમ બંધ ચશમોએ પડી રહયો. જરા હીલ્યો કે ખીસ્યો બી નહીં, કે ના તેણે પોતાની આંખો ખોલી. પુતલાં મીસાલ સ્થીર ને સ્થંભ બની જઇ તે સુખદાયક આર્મચેરમાં ચીટકીજ રહયો.

અર્ધો કલાક ઉપર એમ નિઃશ્વાસ પડી રહેવા પછી, તેણે પોતાની આંખો ખોલી, અને બીધેલી ચશમે તે એકાંત ઓરડાની અંદર ચોતરફ પોતાની બખરાયલી નજર ફેંકી; અને વીસ્કીનો અસાધારણ બમપર ડોઝ

એક ટાંસે ઓટર્યો; અને તે જલ્લાદ પીણાની અસરથી ઉપજેલી હીમતની મદદથી તે ઉઠયો, અને પાછો તે એકાંત રૂમમાં એમથી તેમ ફેરા ફરવા લાગ્યો.

"બાહ ! હું બી એક કેવો ગદેડો છેઉં ! અમથોજ બીકી ધ્રુજીને અકળાઈ ગભરાઇ મરૂંછ," વીસ્કીના પેટમાં પડેલા સરેહતાના ચચરાટથી છુટેલા બે ઘડીના શુરની બરકતથી તેણે પણ વિમાસવા માંડયું, "હું બી એક પહેલે નંબરનો ગોઆ છેઉં કે પવનના હાલવાથી પણ ધ્રુજી ધડકી જાઉંછ ને——"

તેજ વખતે તે રૂમના બારણાં પર હળવેથી ટકોરા પડયા, અને વલી પાછી હેબતશ્વસકની ચમક વા કાઉ બનાજી પર પુર જોશમાં ગાલેબ આવી. ડોળા ફાડી તેણે બારણાં ગમ જોયું. તે ઉઘાડુંજ હતું. અંદરથી બંધ કરતાંજ તે વિસરી ગયો હતો. તેની છાતીના પાત્યાં તે જોતાં ડરથી બેસી જવા લાગ્યાં. તેની રગોમાં ફરતું લોહી પણ બે પણ સ્થિર થઇ ગયું. યા પરવર ! એ કોણ આવી મોડી રાતે તેનું બારણું ઠોકતું હતું ?

ફરી એકવાર ધીમેથી પાછા ટકોરા પડયા; અને કાઉનો અવતાર આફસના પાણીમાં ઝબકોળી કાઢેલા એકાદ માણસથી વધુ સારો તો તે પળે નજ હતો.

બારણું તે પછી ધીમેથી ખુલ્યું. હળવે હળવે તે કોઇએ બાહારથી ઉઘાડયું; અને ઉંબર ઉપર એક આકાર આવી ઉભો, જે જોઇ કોઇએ તાવેલો ભાલો તેની છાતીની આરપાર ચલાવી દીધો હોય તેમ કાઉ ચમકયો.

"ક—કોણ મ—મા—રી !!" તે ત–ત–પ–પ થઇ ગયો, અને સુધલો ખોહી અર્ધો બેફામ જેવો અર્ધો ઉડેલો પાછો ખુરશીમાં તુટી પડયો !!

---

## પ્રકરણ ઓગણીસમું.

---

તે એક હ્રદયભેદક દેખાવ હતો.

ધાસ્તી અને ગજબનાક આફતના બેગા ડરથી પાંદડાં પેરે તમામ દીલે ધ્રુજતો કમબખ્ત કાઉ સુધલો ગુમાવી એક લપેરા સમેત બેહોશ જેવો

તુટી પડશે; અને અસાધારણ તરખાટથી સુકી ટસ બની નીકળી પડવા કરતી ચશમોએ તે બારણુંમાં આવી ઉભેલા કોઇ ઓરતના આકારને ટીકતો હતો.

તે ઓરત પેલીજ હતી કે જે થોડાજ કલાક અગાઉ ફ્રેની કામાને બાગમાં મળી હતી; અને તે બાપડીને હેબતથી, તે એક તો તે અગાઉનીજ બીધેલી હતી તેમાં વધુ હેબકાવી મારી હતી.

તે વખતના સ્થાને પણ હમણાં તે વધુ ખુનખાર નજરે આવતી હતી. વીજળી જેવા હુબહુ ચમકારાજ ગોયા તેણીની આંખોમાંથી વરસી રહ્યા હતા. જ્યારે કહેર, ધીકકાર અને ગુસ્સાની સામટી ભેગી લાગણીઓથી ઉસ્કેરાઇ રહેલો તે ચેહેરો એટલો તો કદરૂપો ને વિક્રાળ બની ગયો હતો, કે એક ઓરત સ્થાંને કોઇ દોજખની છેડાયલી દેવી જેવી તે, તે વારે, વધુ લાગતી ને દીસ્તી હતી. તે જેની સાંમે બી રૂઠી હોય તે બાપડાને માટે ગજબ પુરેપુરો તેના દારૂણ દેખાવ ઉપરથી પ્રગટ નીહાળી શકાતો હતો.

તે અંદર આવી.

"કેમ, ઓ દોજખી, શું છે?" તેણે બેહદ કડવાસથી કાઉ તરફ ધીકકાર સમેત જોઈ, પુછ્યું, "મને જોઇને ફાટીજ કેમ ગીયોછ? હેબકીજ કાંય ગીયોછ?"

"તું-તું—કોણ છે?" કાઉએ લથડતી ઝબાંને બડી મુશ્કેલીથી પોતાના અંતરમાં વ્યાપી રહેલા બેશુમાર ગભરાટ ઉપર જેમ તેમ કાબુ મેળવતાં પુછ્યું, "શું તું મારીજ છે—મારી?"

"હા; ઓ દેવનામ દેવ, હું મારીજ છું!" તેણી જવાબમાં બોલી, "મારીજ છું! મારી વિલ્મીજ છું!"

"તું—તું અંહી કાંય આવી—કેમ આવી?"

"કાંય આવી ને કેમ આવી?" તેણીએ ગુસ્સાથી ગગડાટ કર્યો, "જાંણુ ઓ મહા મુજી પાસ્સી કે માહરી સાથના તાહરા અતુલ્લ દગાનું વેર લેવા હું અહીં વેર આવીછ. જાંણુ ઓ કસરેવજી કર્તુકી કે તાહરા માહરા ભાઇ સાથના શયતાન્યત દગાનો ઇન્તેકામ લેવા હું અહીં આવીછ. શયતાનથી બદતર ઇનસાન, તાહરા બદકર્મોનો નતીજો તને જોવડાવવા હું અહીં આવીછ.

સાધુના સાહચામાં સંતાયલા એ નાપાક શયતાન તારાં બુરાં કારગાપણાંનો સદાને માટે અંત આણવા હું અહીં આવીછ."

"એ બધું તું કોણને કહેછ?" કાઉએ હીંમત એકઠી કરી સવાલ કર્યો. તે અંદરખાનેથી તો બધો ગભરાટથી થર્થરીજ જતો હતો; પણ બહારથી શાંતી જાળવવાની એક જીવતોડ પણ વ્યર્થ કોશેશ કરતાં તેણે દમ કરયો.

"તને, એ શયતાનના શરીક, તને! હરામી હીચકારા, તને! નામર્દ બુજદીલ, તને," મારી વિસ્બીએ દાંતો પીસી કહ્યું "હાં! ખબરદાર, જો જરા બી તજવીજ માહરી પર હુમલો લાવવાની કીધીછ તો તેજ ઘડીએ આય રીવોલ્વરના એકજ બહારથી તાહરૂં મસ્તક વીંધી નાંખિશ!" તેણે પોતાપર હુમલો લાવવાની કાઉને છુપી તજવીજ કરતાં પોતાની ચકોર ચશમથી ઝટ પકડી તુરતજ પોતાના ગાઉનના ખીસાંમાંથી એક ન્હાની દગલ બારની રમકડાં જેવી રીવોલ્વર કાઢી તેની સામે ધરી કહ્યું,

"અય ઓરત, તું કોણ છે જે એમ રાતને વખત માહરા બંગલામાં પેસી આવી એમ મને બીહીવરાવવાની શરકશી કરેછ. અબઘડી આય રૂમ ને બંગલો ચુપચુપ છોડી જા. નહીંતર પોલીસના હાથમાં આપશ." કાઉએ રીવોલ્વર જોઇ ભડકી જઇ તેને જેર લાવવાનો દમ દાટી સિવાય બીજો કોઇ આરોજ નહીં જોઇ જણાવ્યું.

"હું કોણ છેઉ? બદમાશ બદકાર, તું હજી તો મને પુછેછ કે હું કોણ છેઉ?" મારીએ બેહદ ઉસ્કેરાઇ ગગડાટ કર્યો. તેણીનો ખુબસુરત મુખડો ગુસ્સાની ઘેલચ્છાથી ઉસ્કેરાઇ કદરબીહામણી હદ સુધીનો વિકાલ બની ગયો, અને તેણીની ચશમોમાં અંગારાજ જળતા થયા; "હું કોણ છેઉ?" તે ચીંચવાઇ. "તાહરી ભયંકાર દગાબાઝીનો નીર્દોષ ભોગ! બીજું કોણ? ખુબસુરત ઇબલીસ, શું તું મને પીછાનતોજ નથી? મને જાણતોજ નથી?" તેણીએ એવું તો ટગર ટગર વિકાળ આંખોએ કાઉ તરફ જોયું કે હેબકથી હડબડી જઇને તે પાણી પાણી થઇ ગયો.

"તેમ કોણે કહ્યું, મારી?" તેણે હવે ફેરવી તોળ્યું, "હું કાંહાં એમ કહુંછ કે હું તને પીછાનતોજ નથી. હું તો એમ પુછુંછ કે તું અહીં કાંય આવી ને શું કામ આવી?

"તને એક વખત મેં કહ્યુંની કે માહરી સાથ તેં રમેલા હડહડતા છળનો ઇન્તેકામ લેવા હું અહીં આવીચ, અને માહરા ભાઇના તેં કીધેલાં હીચકારાં ખુનનો નતીજો તને ચખાડવા આવીછ."

"એ જુઠ્ઠું છે," કાઉએ કહ્યું, "મેં ખુન કીધુંજ નથી. પણ ડયુએલ રમતાં તાહરો ભાઇ માહરા હાથપર જાનથી બેજાન થયોછ!"

"બસ બંધ કર તાહરી હડહડતી લંબાડ બકવા. હીચકારા, તાહરૂં સઘળું પાપ પુરેપુરૂં પકડાયુંછ. માહરા ભાઇને હીચકારા દગાથી મારી, તે છુપાવવા અને પોતાને સલામત બનાવવા તેં મુછએ માહરા ભાઇના સાથીનું પણ કાટલું કાઢી નાંખવાની કોશીશ કીધી. પણ જાણ, કે તેમાં તું ફાવ્યો નથી. તે બચ્યોછ, અને તેણે ખરૂં સઘળું જાહેર કીધુંછ, સમજ્યો. મનમાં એમ ન મલકા કે તાહરાં બુરા કર્તુકથી કોઇ માહેર નથી."

"શું ઓ'બ્રાયન બચ્યોછ? ને તેણે બધું ખરૂં કબુલ કીધું?" ફીકકો ફચ મારી જઈ કાઉ બોલ્યો.

"હા!"

"હોય નહીં—બને નહીં. મેં એની પર બરાબર નેમ તાંકીનેજ બહાર કરેલો હતો, ને તે ગોળી આબાદ તેના મસ્તકમાં લાગતી મેં નજરો નજર નાસતાં નાસતાં જોયલી હતી" કાઉએ અબાડો બાહ્યો. તે ખબરના શૉકની અસરમાં તે પોતે પોતાને તમામ ભુલી ગયો.

પાપ બોલતું નથી પણ બોલે છે. એનો કાઉ બનાવથી બીજો બેહેતર પુરાવો કયો મળશે? પોતાના પાપી કર્મની વાત તે પોતાને મોંઢેજ તમામ બેફામ બની જઇ કબુલ કરતો હતો, એ બદીનો યાર કોઇ નથી એ સિદ્ધાંત કેવું પાછું એકવાર તેના બાબમાં બાપુકાર સાચુંજ સિદ્ધ કરે છે.

તેણે કબુલ કીધું. બાપુકાર ખરૂં કબુલ કીધું; અને પછી તુરતજ પોતાથી શું ઘણુ બેવિચારપણામાં નિકળી ગયો હતો તેનો ખ્યાલ થતાં તે ઘણુંજ અતવત ને પસ્તાવામાં પડયો.

મારી વિલ્બી તે સમજી જાસ્તી ઝનુની ને જ્યાદા વિકાળ બની.

"નીચ કર્તુકી, એક સ્થાને બેના હીચકારા ખુની, તું તાહરે મોંઢે કબુલ કરેછ તે વાત તો પછી તેથી તે બેહેતર પુરાવો બીજો શું જોઇએ?

તેં માહરા ભાઇને હડહડતા દગાના ડાગાથી માર્યો; તેનાં શરીરનું, તાહરૂં તેં કીધું બદ કર્મ છુપાવવા ને તે પર ખામોશીનો પડદો ઢાંકવા, હીચકારી રીતે ખુન કીધું; ને પછી તું ખુજદીલ બાયલો ત્યાંથી નાશી આવ્યો. ઓ મહા બુરા, તેં શું એમજ ધારી ને માની મુક્યું કે તે તાહરૂં પલીદ કામ છુપું રહેશે, ને તેનો નતીજો તુંને નહીં મળશે; તાહરી બુરી કરણીનો ફેજ તું નહીં પામશે? ઓ દોજખી, જો તેં એમ ધાર્યું હોય તો તું ભુલ્યોછ, તેં થાપ ખાધીછ—હું વિલ્યમ વિલ્બીની બેહેન મારી વિલ્બીએ તે તાહરા પાપી અપરાધનો ઇન્સાફ તને આપવા તાહરી પુઠેપુઠ દુન્યાના ગમે તે ભાગમાં બી જવાના સોગંદ લીધાછ," તે એકાંત રૂમ મારીના ગુસ્સાથી ગીગવાયલા ધ્રુજતા સાદે બધો ધમધમી રહયો; "મેં સોગંદ લીધાછ માહરા દગાથી માર્યા ગયલા વ્હાલા માજાયાના મુવેલા શબ ઉપર હાથ મેલીને કે તેને એમ હીચકારી રીતે વીંધી નાખનારા બુજદીલ બાયલાને દુન્યાના છેડામાંથી બી ગોતી કાઢીને માહરેજ હાથે માહરા ભાઇના વેરમાં મારવો; અને અંતે તું મને મલ્યોછ—અને હવે," તે ઘણીજ ઝનુની બની દાંત્યાં પીસી બોલી, "અને હવે હું તને માહરે હાથેજ ઠાર કરીશ. તાહરા પાપી કામોની તપસીલ વિગતવાર, તુંને મારવા અગાઉ માહરે મોંઢેથી, કહી સમજાવી—તુંને હું માહરે હાથેજ જબેહ કરીશ!" હદ બહાર ગુસ્સાના ઝનુનથી તે આખે દીલે ધ્રુજતી હતી, અને તેની આંખો અંગારા માફક ચમકારા મારતી, છતાં અજબ જેવું હતું કે તેના નાજુક કરમા ધરેલી રીવૉલ્વર જરા બી કાઉના મસ્તકની બરાબર વચમાં લીધેલી નેમથી ખસતી ન હતી,

## પ્રકરણ વીસમું.

—:o:—

"તું ભુલેછ, મારી;" કાઉએ બોકડાં સમ નરમ બની જવાના ઢોંગી પેતરાં ભરતાં પતાવટ કરી, "એવું કશું બન્યુંજ નથી. તાહરા ભાઇને મેં દગાથી માર્યોજ નથી. તેજ માહરી સાથ વીઢોડું લેતો દિવસે આવ્યો, અને હું તને બેવફા થયો છું એવું જણાવી પોતા સાથ ડયુઍલ રમવાની મને દુઃખભરી ફરજ પાડી. માહરી તેમ કરવાની જરા પણ ઇચ્છા ન હતી."

"કારણ તું તદ્દન એક હડહડતો બાયલો છે; હીચકારો છે." મારીએ ગગડાટ કર્યો.

"નહીં, એ કારણ નથી. કારણ તો એમ છે કે હું તને એવડ્ડા થયોજ ન હતો. હું તને પાક પ્યારની અદગ ફીદાગીરીથીજ ચાહતો, તે વખતે બી હતો અને, મારી, આજે પણ છું. ડીયર, હું તને પવિત્ર પ્યારના એવા તો અગાધ ને બળવાન જોશથી ચાહુંછ કે માહરા પાકીજેહ પ્યારનું માપ હું તને આપી શકતોજ નથી!"

"બસ કર, ઓ દોજખી, બસ કર! જુઠ્ઠાપણાંની બી કંઇ હદ હોવી જોઇએ, પણ તું બેશરમ બદકાર તો તે હદની બી હદ કુદાવી ગીયોછ."

"નહીં તું ભુલેછ, મારી, ડીયર, મારી," કાઉએ તે છેડાયલી ને ખુન પર ચઢેલી ઓરતને મોહબતથી મનાવી લેવાની બાજી બેસી, જ્યારે તેની બાતેનની ઇચ્છા તો કંઇ જુદીજ ને ઓર હતી. મારીની નજર ચોરાવી તેણીના હાથમાંની જાલેમ આગ્યાબતાક્ષ છીનવી લેવાની તે તક શોધતો હતો અને તેજ માત્ર એકલી નિષ્ટાથી તે તેણી સાથ એમ પ્યાર ને મોહબતની લાંબી લાંબી વાતો કરવા પડી ગયો હતો. પણ આ બાજુ મારી બિલ્બી કાંહાં કાચી હતી. તે બદકેરદાર બુરાને તે હવે રગેરગ પીછાણી ચુકી હતી. એટલે જેવો તે પ્યારના ઢોંગ કરતો પોતાની જગોએથી તેણીને વ્હાલથી ભેટવાના દેખાવ કરતો ઉઠવા ગયો કે તુરત તેણીએ ગગડાટ કરી તેના કાન ખોલ્યા, "ખબરદાર, જરા બી ન હડતો તાહરી જગાએથી નહીં તો તેજ પળે ગોળીબહાર કરશ. તું મને એવા જુંઠા પ્યારના ઢોંગથી મનાવવા કે સમજાવવાની બેવકુફ્ફાફભરી તજવીજ ના કર. તાહરાં તમામ પલીદી પાપોની પુરેપુરી વિગતથી હું તદ્દન વાકેફ છું, સમજ્યો?

"મારી, હું ખુદાને હાજર નાજર જાણી કહુંછ કે હું તુને——"

"ચુપ બેશરમ બુરા, ચુપ! તે પવિત્ર નામ પણ તાહરા પાપી ને દોજખી મુખમાંથી બહાર ના કાઢ. તું મને કેવો ને કેટલો ચાહતો'તો તે તો મને તમામ રોશન છે. તેમાંજ તેં માહરા મરહુમ ભાઇ આગળ ઓ'બ્રાયનના દેખતાં પોરપરાક જાહેર કરવાની શેખી કરી હતી કે તાહરાં માહરી સાથના દેખાઇતી મોહબતનાં દરાંપરાં બધા માત્ર બહારના ઢોંગ હતા. સત્ય જેવું તેમાં

જરરાક ન હતું, ને તાહરો હવસ પુરો પાડવાજ તેં મને ફસાવી હતી. અને ત્યારેજ માહરો મરનાર ભાઇ એ સમજી બેહદ ઉશકેરાયો. તાહરા એવા મોટા દગાની તેને સ્ટ્રેંજ બી વકી સ્વપ્ને પણ રાખી ન હતી, ને તુને એમ ઇન્સાન્યત તજી વાત કરતો જોઇ તે બેશુમાર ગુસ્સે થયો, અને એક મર્દાને મર્દની કાંની પોતા સાથ દ્વંદ્વ યુદ્ધ કરવાની તને ખુલ્લી ચેલેન્જ કરી, ને તે, તેં હેરમને, કેટલી કરાજી ને ડર પછી સ્વિકારી, અને પછી તેં શું કીધું?

ઓ હીચકારા, તેં જે કામ પછીથી કીધુંછ તે એક ઓરત પણ કદી ન કરે એવું નીચમાં નીચ હતું.

પીસ્તોલબાજી તમો વચ્ચે ખેલવામાં આવી. તમે એવી શરત કરી કે બરોબર નવ પગલાં ચાલી પછી રીવોલ્વર એકમેક પર ફરીને છોડવી. પણ તેને બદલે તેં શું કીધું? શયતાન્યત ઠાગો તેં માહરા ભાઇ સાથ ઘણીજ હીચકારી રવેસે કર્યો; એટલે ગરીબ બિચારો માહરો બહાદર પણ બેખબર ભાઇ પોતાની પ્રતિજ્ઞા મુજબ સાતમુ ને આઠમું પગલું ભરતાંજ તેં પીઠેથી છોડેલી ગોળીથી બેજાન થઇ ગયો. તેં બુજદીલ બાયલાએ નવને બદલે પાંચ પગલાં ભરી એકાએક ફરી જઇ માહરા ભાઇપર પીસ્તોલ ચલાવી હતી.

એટલુંજ કરીને તું મુજી કાંહાં ધરાયો? એ તાહરૂં પોપ માહરા ભાઇનો મદદનીશ ફોડી મારશે તેની બીહીકના ડરથી તેને પણ તેં અચાનક વીંધી નાખ્યો, ને ત્યાંથી તાહરો પલીદ પ્રાણ બચાવવા તું જીવ લઇ નાઠો. તેં અગાઉથીજ એવું ઘોર કર્મ કરવાનો નિશ્ચય કર્યો હતો, અને તેથીજ તું તાહરી સાથ કોઇ મદદનીશ લાવ્યો ન હતો.

પણ ઓ'બ્રાયન તત્કાળ મુવો નહીં. મરવા અગાઉ તે સુદ્ધીમાં આવ્યો, ને તેણે બધી વિગત જાહેર કરી. તેં કેવા દગાથી તે બન્નેને માર્યા હતા તેનું વિગતવાર વર્ણન અમો બધાઓએ તેની પાસેથી જાણ્યું, ને તેજ વખતે મેં માહરા પ્યારા ભાઇના ઠંડા મારી ગયલાં શબ ઉપર હાથ મેલી પ્રતીજ્ઞા લીધી, કે તેનું આવી હીચકારી રીતે ખુન કરનારનું લોહી માહરા પોતાના હાથે રેડવું.

ત્યાર પછી હું તાહરી શોધમાં નીકળી. ગામે ગામ ને શહેરે શહેર ઉત્તર અને દક્ષીણ અમેરીકામાં તાહારી ભાલ કાઢની તાહરી પુઠે પુઠે હું રહી, પણ ત્યાં તું માહરે હાથ આવ્યો નહીં.

એમ કરતાં કરતાં તાહરી ખબર મેળવતી હું ફીલ્ડૅલ્ફીયામાં આવી ને ત્યાંથી પકકી પતીજ મળી કે તું તાહરે વતન મુંબઇ જતો રહયો હતો.

હજારો માઇલોને લાંબે છેટે તું જતો રહયો હતો છતાં હું માહરા પવિત્ર સપતને વળગી રહી. હું તાહરી પુઠે અંહી આવી ને તને કેટલીક મહેનત બાદ શોધી કાઢયો.

હવે એકજ ચીજ માહરે બજાવવી રહી છે, ને તે તાહરા પલીદ જીવનો આખેરી અંજામ માહરા હાથે લાવવાની છે," તેણીના ધ્રુજતા સાદથી તે એકાંત ઓરડો તે રાત્રીના વધતા એકાંતમાં બધો ધમધ્રગી રહયો.

કાઉ ધ્રુજી પડયો. તે ખુનપર ચઢેલી ખુનખાર ઓરતનો ભયભીત દેખાવ, તેણીની આંખમાં ચમકારા મારતો કીનાનો કાળાસ, અને તેનો અમાપ ક્રોધથી કાળો ઠણુક મારી ગયલો ચેહેરો એ બધું તેના જેવા એક ડીચકારાને તમામ થર્થરાવીજ મેળવા તદન પુરતું હતું.

"તું-તું-શું-મને ખરેખર મારવાજ આવીછ ?" તેણે લથડતી જબાંને અને બેસી જતાં જીગરે પ્રશ્ન કર્યો.

"હા !"

"મારી, ડીવર મારી, તું ભુલેછ. તું ધારેછ ને માનેછ તેમ બધુંજ બન્યું નથી. તાહરા ભાઇને મેં દગાથી માર્યો નથી. હું આપણા વચ્ચેના પાક પ્યારના કસમ લઈ જણાઉંછ કે—"

"ચુપ, ઓ બેહયા બુજદીલ, ચુપ, કંઇ બી વધુ તાહરા મોટાં પાપના બચાવમાં વાસ્તે ખોદાને બોલતોજ ના !" મારીએ ગગડાટ કરી તેને હડધુત કર્યો.

"પણ—પણ—" કાઉ હજી કંઈ બોલવા ગયો, પણ મારીએ તેને બાંગ મારી થર્થરાવી મેલી ચુપ કરી નાંખ્યો.

"બસ, ખામોશ ! હું તને ત્રણ મિનીટ આપુંછ તે અરસામાં તાહરે જે કંઇ તે દયાળુ દાવરની બંદગી કરવી હોય તે કરી લે. તાહરાં બુરાં કર્તુકોની માંફી ઇચ્છી લે, કે જેને વાસ્તે તું તદન નાલાયક છે !"

એક પળ ત્યાં પાછી ઘણીજ ગંભીર ચુપકીદી પથરાઇ. કાઉ છેકજ હીંમત હારી બેઠો હતો. મોહોતના જાલેમ દુતને એમ અચાનક પોતા સામે

ડોળા ઘુરકતો આવી ઉભેલો જોઇ તે ફાટીજ ગયો. તે હતોજ બુરો—એક એવો બુરો કે જેવો બીજો કોઈ બુરો થવો બડો મુશકીલ છે; અને એવા હીચકારા બુરાઓ મોહોતને શરણુ થવા—અને તેમ કરી પોતાની કરણીનો ફેજ તે દયાળુ દાદગર પાસ મેળવવા જવા ઇચ્છેછ શાંનું? તેઓનું પાપી અંતઃકરણુ અનેક અઘોર અને અધર્મી પાપો કરતી વખત જરા પણુ ડગમગતું નથી, મગર અજલનો ઘટો તેઓ માટે ઠોકાંતાંજ તેઓ કેવા ને કેવે ફેજે પુગેલા પોતાને જોય છે તે તે મહા બુરાઓજ જાણે છે.

કાઉનો બી તેજ હાલ હતો. તેનાં પાણી બી તમામ મરી ગયાં હતાં. કોઇથી બી નહીં ડરનારો, કોઇની પણ પરવાહ નહીં રાખનારો, પીઠનો છેડો માથે લઇ ફરનારો તે વડેલ ફતાઉ હીંમત હારી ઠંડોગાર તેના મોહોતની વાત નીકળતાં થઈ ગયો હતો.

મિનીટ ઉપર તમામ શાન્તીમાં પસાર થઇ ગઇ. પછી પાછી એકવાર આજીજી માટે જબાંન કાઉએ ખોલી.

"મારી, દયા કર, હું કબુલું છ. માહરી ભુલ થઇછ, પણ તું વ્હાલી મને માફ કર. હું તુંને હવે પુરતી સુખી કરશ, એવી સુખી કે જેવું સુખ જોવાનું તાહરા સ્વપ્ને પણ સરજાયલુ ન હશે. હું તને માહરી મોહરદાર બનાવશઃ માહરા લાખ્ખોના વારસાની રાજ કરતી રાણી કરશ;" તેણે ઘણુંજ ગમગીન અવાજે કહ્યું.

"ધુર્ત! લ્યાનત છે તાહરા એવા પેસા ને સુખ પર! માહરા ભાઇના શબપર હાથ મેલી લીધેલા ગંભીર ને પવિત્ર કસમ તો હું ગમે તે ભોગે બી અદા કરશ તોજ હું રહેવશ. માહરો જાન જશે તો બી માહરા એ સપતના કરજની બજાવણીની ફરજમાથી પાછી પાણી કરશ નહીં?" મારીએ મોટા તુચ્છકારથી તેને દેખડાવેલી લાલચો માટે ઘણો ગુસ્સો કરી કહ્યું; અને તે બોલતાં તે જરા બેધ્યાન જેવી ઉશ્કેરાતને મારે, બની ગઇ. એક સેંકડભર તેણીએ અત્યાર તુલીક સાબુત તાંકી રાખેલી રીવૉલ્વરની નેમ ખીસી, અને તેનો લાભ લુચ્ચા કાઉએ તુરત લીધો. એક કુદકા સમેત ઉઠી ઉભો થઇ, બાજુમાં જરા દુરથી પડેલુ સ્ટુલ ઉઠાવી, તે ગુમાવીને તેણે મારી તરફ ફેંક્યું. તે આબાદ તેણીના મસ્તકમાં જઇને જોરમાં લાગ્યું; અને તે બાપડી લોહી લુહાણુ બની લપેરો ખાઇ જમીન પર તુટી પડી, પણ પડતાં પડતાં પણ તેણીએ પોતાનો કીનો, જે તે

જાનથી બી હાલને કાજ તો જ્યાદા વ્હાલો કરી બેઠી હતી, તે લીધો. બેસુમાર વહેતાં લોહી વચ્ચે લપેરો ખાઇ તુટી પડતાં પડતાં પણ કાઉ તરફ અનાયસે નેમ લઇ તેણે બે ગોળીઓ છોડી, જે આબાદ કાઉના ખુરાં નશીબે બંધ બેઠી. એક જીગરતોડ ચીસ સમેત કાઉએ પોતાનો પાપી પ્રાણ, એકક પછી બ્બે ગોળીઓ આબાદ તેના હ્રદયમાંજ લાગવાથી, તત્કાળ મેલી દીધો; અને તેજ હાલ મારીનો બી થયો. જમીન પર પડતાં સમેત તેણે પણ પોતાનો દેહ ત્યાગ કર્યો!

બરાબર એજ વખતે એક બીજી ભયભીત કીકયારીથી તે એકાંત મકાંન ને જગ્યા તે રાત્રીના બીયાબાન એકાંતમાં ધ્રુજી રહી, અને તે સાથ લગોલગ એક જબરદસ્ત ધબકારો બાહાર બાગમાં સમજાયો.

એ શું થયું હતું?

---

## પ્રકરણ એકવીસમું.

---

બેહરામ વટી ગયો. કાઉને એક મજબુત મુકકો લાગ જોઇ તેની ગરદન પર મુકી દઇ, તેના શોકથી તેને (કાઉને) લપેરો ખાઇ જમીન દોસ્ત થયલો જોઇ, તક સાંધી તે ત્યાંથી તુરતાતુરત કંઇ વાત વધી જાય એ ધાસ્તીથી ખસી ગયો, અને ઝપાટામાં સ્ટેશન તરફ ચાલ્યો, ને, મનમાં નકકી વિચાર તેણે કરી મેલ્યો કે તેજ રાતે લૉફ્તી લૉડજના આ નવા માલીક થતાનું નિકંદન કાઢી નાખવું, એ સઘળું આગળ આપણે વાંચી આવ્યા.

તે ત્યાંથી નાઠેલો સ્ટેશન તરફ ફરભેર જતો હતો, તેટલાં કુંમી કૅસલના દ્વાર ઉપરથી પસાર થતાં તેને લેડી આઇમાય આઇબારા મળ્યાં.

તેવણ તેનેજ ઢુંડતાં આજેજ મુંબઇ રખડી આવ્યાં હતાં, અને તેનો પત્તો નહી લાગતાં નાશીપાશ બનેલાં જીગરે અંદેરી પાછાં ફર્યાં હતાં.

તેવણનાં તો ગલાં પરજ છરી હતી. કાઉની આમદથી બેહરામ નાવાકેફ હોય તો તે આંદાની સુડ કરી મેલે એ ધાસ્તીના ધડકધુજારાથી તેવણ જીવ ઉપર આવી ગયાં હતાં, અને બેહરામને પોતે સોંપેલાં એ પલીદ કારજથી

હાથ ઉઠાવવાને કહેવા માટે તેનીજ શોધમાં તેવણુ આજ કેટલાક દિવસ થયાં રાત ને દિવસ હતાં. પણ તે અભાગ્યાનો પતો લાગ્યોજ નહીં, અને, તેથી અને ફીકરમંદ અને દિલે દર્દમંદ તેવણુ બન્યાં હતાં.

પણ તેટલાં બેહરામ એમ અચાનક હાથ લાગી ગયલો જોઇ તેવણે છુટકારાનો એક ઉંડો દમ ખેંચ્યો. જાણે એક જબરદસ્ત પાહાડ તેવણની છાતી પરથી ઉંચકાઇ ગયો.

"બેહરામ!" તેવણે પોતાના ભાઇને જોતાંજ સાદ માર્યો, "અહીં આવ," અને એમ કહી લેડી આઇબાઇરા પોતાના માજાયાને કુંમી કેસલને લગતા મોટા બાગના એક એકાંત ને ઉજ્જડ ખુણાંમાં ખેંચી ગયાં.

"એ તું કાંહાં દટાઇ ગયલો ઉતો?" આઇમાયે પુછ્યું.

"વળી કાંહાં? માહરા જેવા મોટા મોટયારાઓની પરોણાગત કરવા આપણી કદરદાન બ્રીટીશ સરકાર ઘણીજ કાળજી કરેછ તે તે નામદારને ત્યાં જરા ટુંક મુદતની મીલાકાતે ગયલો હતો," બેહરામે હસીને ભરમમાં જવાબ, તદનજ નફટાઇથી, કર્યો.

"વળી શું કીધું?" આઇમાયે પોતાના ભાઇના ટકોર ભર્યાં બોલવાની મતલબ પામી જતાં પુછ્યું.

"કંઇ ઘણું નહીંરે. તે દાહાડે જરા હું માર્કસ કંપનીમાં ગયો, ને ત્યાં એક મડમ કંઇ હીરા ને બીલ્યાણુની વીટીઓની ખરીદી કરતી'તી, તે તેટલાં ખુદાની મેહેરબાનીથી એક ફાંકડી તક નશીબ સંજોગે હાથ લાગતાં મેં તેમાંની એક માહરા સદાના પોખાલ ગજવામાં ચપ દેતી કે સીફતથી સેરવી દીધી; પણ તેટલાં નખ્ખોદના ખાધેલા સેલ્સમેનની માહરી પર નજર પડી, તો તે કોઇ ભલાં માણસનાં બુરાં ફરજંદે માહરૂં કંઇ પણ બચાવમાં સમજ્યા વગર ચટ કરતો કે મને ગલચીમાંથી પકડી પટ દેનો કે "બ્લેક બૉટલ વિથ યલ્લો સીલ"ને સ્વાધીન કરી દીધો; તો તે માહરા વ્હાલાએ મને બીજે દિવસે માહરા હિતેચ્છું મિત્ર વડા મેજીસ્ત્રેટ મી. ઍસ્ટન આગળ ઉભો કર્યો, અને તેવણ નેક નામદારે પોતાની સદાની ભલાઇથી મને થોડા દિવસ વગર ખર્ચે ને હીસાબે ચેન્જ ઉપર ફરજ્યાત ઓંહશાઓંહશીથી મોકલી આપ્યો," બેહરામ એટલું કહી મોટેથી હસ્યો.

"શટ અપ! ગધેડાની ફાંની હસેછ શાંનો વરી?" આઇમાયે ગુસ્સો કરી કહયું, "એ તાહરા બુરાં લક્ષણો છોડનોજ નહીં કે? કાહારે સુધરશે તું!"

"તે વળી હવે માહરામાં સુધરવા જેવું કંઇ બી બાકી રહયુંછજ શું જે? હું દરેક પાંતીએ તો એ-વન બની ગયોછ, ને—"

"તું ઘેલીગાંડી બકવા મુક! સીદ્ધી વાત કર! તાહરાં એવાં બુરાં કર્તુકોથી મને બી ભોંયમાં ભરાવું પડેછ."

"ઓહોહોહો! નહીં-નહીં!! મેં તો આજેજ જાણ્યું કે માહરી બેહનને પોતીકા ભાઇનું એટલું બધું લાગેછ?" બેહરામે ટકોર કરી, "વારૂ. ચાલ ત્યારે જવા દે એ માહરે લગતી વાત ને તાહરીજ કંઇ ખબર આપ. હા જો, પહેલે તો મને માહરા ખરાં દિલની દિલગીરી દર્શાવી દેવા દે એ તાહરાં સોંપાયલાં કામમાં મને મળેલી ન ધારી નિશફ્લતા માટે. મેં તો માહરૂં બનતું કર્યું; પણ એ તાહરો ભાણેજ તો કોઇ એવો સરકણો સુવોછ કે તેને બદલે કોઈ બીજોજ બચ્ચો મરતબા માહરો શીકાર થઇ પડયો. સારૂં થયું કે તે બચી ગયો, નહીં તો બિચારો નાહકનો જાનથી જતે, ને તુંને ને મને ઉપરથી બળાપો થતે. પણ વૅલ, ફીકર નહીં, હમણાંજ મેં એ તાહરા ખરો બૉમને બરાબર જોયોછ, એટલે ભવીશમાં પાછી ગંભીર ભૂલ કદાચજ થશે."

"નહીં ભવીશમાં એવું કરવાની કંઇજ જરૂર નથી." આઇમાય બોલ્યાં.

"કાંવ? કાંય? એટલામાંજ ધરાઇ ગઇ કે?" બેહરામે સવાલ કર્યો.

"નહીં! પણ હવે સમો બધો ફેરવાઇ ગયોછ. તું મને તે દહાડે મળી ગયા પછી અણધાર્યા ઘણા મોટા ને મહત્વના ફેરફારો લૉડજની માલેકીમાં થઇ ગયાછ, એટલે હવે એવું કંઇ કર્પીણુ કાર્ય કરવાની સહેજ પણ જરૂર નથી."

"એ તું શું બકેછ? કંઇ સમજ પડે? લૉડજની માલેકીમાં ફેરફાર થયાછ? કાંય, કેવી રીતે? એ કંઈ ખાવાનો ખેલ બેલ છે કે લૉડજની માલેકીઓ બી એમ ચટ ને પટ બદલાયછ," બેહરામે અચરતી પ્રદર્શીત કરી.

"તું સમજ્યો નહીં ખરૂં શું છે તે?" આઇમાયે કહયું, અને પછી બધું શું થયું હતું તે વિગતે તેને સમજાવ્યું

બેહરામ તે સમજી ઘણો અજબ થયો.

"ઓતારીની! કથી બધી એમ કનુઅર થઇ ગઇછ? તેમાજ ત્યારે તાહરા પેલા બૉમ તૉમ કોણુ પેલા પહેલા માલેકને મેં આજે સાંહજે

રસ્તામાં પુછ્યું ત્યારે બિચારાએ એરંડયું પીધા જેવું ડુલકસુર ડાચું કરી મને જવાબ કર્યો કે તે લૉફ્તી લૉડજનો માલીક નથી. પણ ચાલો, તેનું કંઇ નહીં? બૉમ નથી ને તેને બદલે આય કોઇ કાઉ છે, એટલે બધું તેનું તેજ—મુવો નહીં ને ભુત જેવું કેની? તાહરી મુશકેલી તો કંઇ, એથી, ટળતીજ નથી, પછી તું શાંની અડ કરેછ, કે હવે એ કામથી માહરે હાથ ઉઠાવવો," બેહરામે પ્રશ્ન કર્યો.

"તેનું બી કારણ છે?" આઇમાયે કહયું.

"શું?"

"કાઉ કુંવારો છે. અને તેનું માહરી કુંમી સાથ નકકી થશે એમ મને લાગેછ. તેથીજ, હું આય કામથી હાથ ઉઠાવવા તને કહુંછ. બૉમની વાત તો દીગર હતી, તે તો પેલી મુછ ફ્રેની કામાં નામની તેના મામાની દુરની સગી સાથ ભેગું બોહી પ્યારઘેલો બની ગયલો હતો, તેથી, મેં તેનો રસ્તો કરવાનું તને કહેલું હતું કે અમારો ચોખ્ખો રખડાટ, તેમ થવે, નહીં થઇ જાય. પણ હવે તો તેવું કંઇ બનવાની ફીકર નથી, એટલે—"

"તાહરી ખાતરી છે કે તેવું કંઇ નહીજ બનશે," બેહરામે પોતાની બેહેનને બોલતી અટકાવી પુછ્યું.

"હા!"

"પુરેપુરી ખાતરી!" બેહેરામે પાછું ભાર મેલી જાણવા ઇચ્છયું.

"હા. પણ એમ પાછું ને પાછુ પુછવાનો કંઈ સબબ?"

"છે, તેથીજ, તો પુછુંછ," બેહરામે કહયું "આલાં, જો સમજ. હમણાજ હું સર કોહીયારજીની પાસેની એસ્ટેટના બગીચામાંથી એકજણ સાથ મજબુત હોઆતોજી કરી આયોછ. તે કોઇ ફ્રેની નામનીજ એક ઘણીજ રૂપવતી છોકરી પર બળજોરી ને જબરદસ્તી કરતો'તો. પહેલાં તો તેણે તેણીને પોતા સાથ શ્વાદીના ગાંઠથી જોડાવાની માંગણી કરી, પણ તે રૂપસુંદરીએ તે જબરા તિરસ્કાર સાથ સાફ ના પાડી, પોતે કોઇ બૉમ સાથ અહરાઈ ચુકેલી હોવાનું જણાવ્યું. તે સમજી તે ઘણો ગુસ્સે થયો, ને પેલી નીરાધાર બાળા ઉપર જબરદસ્તી ને જુલમ કરવા લાગ્યો. હું એ બધું ભરાઇને, અચાનક તે બાજુ જઇ લાગેલો હોવાથી, સમજતો હતો, તે એ તેનું હીચકારાપણું નીહાળી ઘણોજ ઉશકેરાઇ ગયો ને તરતજ માહરી ભરા-

બરાવાની જગ્યાએથી બહાર નીકલી હું તે કમસ સુંદરીની બહારે ધાયો, ને તેણીને પેલા બદકાર મુજીના બુરા બસમાંથી છુટી કરી. તે પોરી તો તરત ત્યાંથી વટી ગઇ, પણ પછી મને તે જવાંન સાથ ખુબ બાઝમબાઝી થઇ. આલાં, શું ધારેછ તે કોણ હતો?"

"કોણ" આઇમાયે આતુરતાથી પુછ્યું.

"તાહરો નવો ભાણુજો—લૉફ્તી લૉડજનો નવો માલીક—કાર્ફ!"

# પ્રકરણ બાવીસમું.

લેડી આઇમાય આઇબારા તે સમજી અચરતીથી ફાટીજ ગયાં.

"એ તું બકેછ શું?" તેવણે બડી મુસ્કેલીથી પોતાની અજાયબીનો ઉભરો સમાવી પુછ્યું, "બેહરામ, એ તું શું બોલેછ?"

"જે મેં નજરો નજર જોયું ને કાનો કાન સાંભળ્યું તે. માહરી ભોલી બેહેન, તું તાહરી ભોલાઇમાંજ એમ ભુલેછ. કાર્ફ થનો'તો કોઇ છેકજ રદબાતલ માણસ છે. અમારી વચ્ચે થયલી ટુંક મુલાકાત ને વાતચીત પરથી મેં તે નકકી જોઇ ને જાણી લીધુંછ કે માહરા જેવાને બી ગજવામાં મુકીને ફરે એવો ઉઠાવગીરેનો શાહ એ છે. એ શું તાહરી કુંમીને વરતો'તો? સુજમાંજ રેજો બોલજે એ ખ્યાલમાં બેહેન માહરી, યાદ રાખજે એમ કદી બનશેજ નહીં."

"પણ તું કહેછ તે હું કેમ માનું? એ માહરી કુંમી સાથ ફરેછ હરેછ હસેછ બોલેછ, અને પોતાની એવીજ કાંઇ ઇચ્છા આયંદાની હોય તેમ દરેક રીતે વર્તેછ; ને તું મને આવીને આમ કહેછ તે તો માહરા ધ્યાંનમાં ઉતરીજ શકતું નથી," લેડી આઇબારાએ પહરયારો કર્યો.

"એ કોઇ હડહડતો બદમાશ છે. કુંમીને એમ ફુસલાવી ફસાવી એ કારગો જરૂર ખસી જશે, એ યાદ રાખજે. હું તને અગાઉથી ચેતાઉંછ કે એવી કંઇ ખરાબી એ કારગો કરે તે પહેલાં તું સાવચ રહેજે, ને એને

શેકજે. મેં નજરોનજર જોયુંછ ને કાનોકાન સાંભળ્યુંછ કે એ પેલી કોઇ પરીસુરત ફ્રેની પર જાનોનીસાર ફીદા ફીદા છે, ને તેણી સાથ વરવા આતુર-ને ઇન્તેજાર છે, બલ્કે તેણીને ગમે તેમ પણ—જોર જુલ્મ ને બળજોરી વટીકથી બી—પોતાની મોહરદાર કરવાની ઉઘાડી ધમકી તે બાપડી બાળાને આજે આપેલી મેં ખુદબખુદ પોતે સમજેલી છે."

લેડી આઇબારા તે સમજી ગંભીર વિચારમાં પડી ગયાં.

"ધોવાયું ત્યારે તો." તેવણુ થોડો વાર રહી ઘણાંજ નાશીપાશી ભર્યા સાહાદે બબડયાં.

"હવે ત્યારે તું શું કરવા માંગેછ?" બેહરામે થોડીક પળ ખામોશીમાં જવા દેવા પછી પુછયું.

"શું કરૂં? કંઇ સમજજ નહીં પડતુ મને તો? તું કહેછ તે જો ખરૂં હોય તો પછી અમારો તો પાછો રખડાતજ થાય ને તે બી વળી વધુ બુરો," આઇમાયે મોટા બળાપાથી કહ્યું.

"દર છન ચેહ શક? ને આઇમાં બેહેન, આય નવો થતો તાહરો ભાણુજો તો કોઇ છેકજ હાથથી ગયલો ને દુન્યાથી ઉખડેલો માણુસ દીશેછ, તે કંઇ પેલા ઉમરાવ દિલના અસલ વારસ બૉમના જેવો ભલા થઇ શકે એ તો તું માનતીજ ના," બેહરામે મત આપ્યું.

"તે તો મને પોતાને બી એમજ દીસેછ. બૉમ તો જીગરે ખરોજ ભલો ને ઉદાર મનોવૃતીનો હતો. તેને તો બહેસ્તી શાપુરજી ગુજર્યાં તેજ ઐયામમાં મને રૂ. ૫૦૦ નો મુસારો જે મરનાર મને આપતા હતા તે આપવો ચાલુ રાખ્યો હતો. દીકરી કુંમીને-પણુ તેમજ ઘણીજ મોટી ભલાઇથી તેને યાદ કરી હતી," આઇમાયે બૉમની ભલાઇના વખાણુ ગાતાં કહ્યું. ભલા બૉમની બાદશાહી ભલાઇઓ હવે તેવણુને હૈયે ચઢી. તેવણે એક સપાટે હવે જોઇ ને જાણી લીધું કે કાઉ તરફથી બૉમના જેવી ઉદાર દિલાવરીની આશા રાખવીજ તમામે તમામ ફોકટ હતી.

"તે દેખાયછ કોઇ અમીરી ખાસીયતનો અને બાદશાહી જીગરનો," બેહરામે પણુ બૉમની તારીફમાં ગાડું ગબડાવ્યું, "મને તો આજેજ એક એક બે પળ એની સાથ વાત કરવાનો સમો મળ્યો, પણુ તેટલા ટુંક અરસામાં મેં જોઇ લીધું કે એ ખરેજ એક ઉમરાવ દિલનો માણુસ છે.

પણ હવે ત્યારે તું કરવા શું માંગેછ?" તે લુચ્ચાએ પાછું પોતાની મતલબ ઉપર આવતાં કહ્યું.

"શું કરૂં? મને કંઇજ સુજતું નથી કે સમજ પડતું નથી, બેહરામ," આઇ માય ગુચવાયાં.

"જો એ બધી તાહરી રંજો ને મુશીબતોનો ફક્ત એકજ ઉપાય છે," બેહેરામે સમજાવ્યું.

"શું?"

"બૉમ વાળો!" બેહરામે આહીસ્તા કહ્યું.

"નહીં! હવે તેવું હું કરાવનાર નથી!" આઇમાયે ધ્રુજી પડતાં ના પાડી.

"કારણ?"

"કારણ તાહરા ઘેર કર્મોથી હું બધી ત્રાસી ગઇછ. તું તો બબ્બે મરતબા જીવલેણ હુમલાઓ કરી ચાલી ગયો; પણ ત્યાર પછી માહરી હાલત કેવી દીલ ધ્રુજાવનારી ને બુરી રહીછ તે તો મને એકલીને કે માહરા પરવરદીગારને રોશન છે. બેહરામ, તાહરા નિશ્ફળ હુમલાઓથી આવું ગજબ દુઃખ મને શોષવું પડયુંછ. તો સફળ હુમલાઓ વખતે કેવું ને કેટલુ દારૂન ગજબનાક શોષવું પડે ને તે વેળા માહરી હાલત શું થાય એ માત્ર વિચારથી પણ હું ધ્રુજી પડુંછ. એ માહરૂં કામ નથી—એ આપણું કામ નથી, એક જીવને બેજાન કરવો તે હું જોઇ ચુકીછ કે કંઈ થોડી ઘણી આરીયતીનું સત્યાનાશ કારજ નથી!"

"કેમ વળી તું છેકજ હીચકારી ને નબળી પોચી થઈ ગઇછ કે?" આઇાંને આમ બીચકી ગયલી જોઇ બેહેરામે મનાવ્યું.

"હીચકારી? જરા બી નહીં. જો હું સહજ બી હીચકારી બની કે થઇ હોતે તો કે'દહાડનો બધો ખરી વાતનો અભાડો વલી ગયો હતે. એકકી એવી દારૂન ઉથલપાથલો માહરા જીગરમાં થઇછ કે તેનો ખ્યાલ વટીક પણ અત્યારે કરતાં બી હું કમકમુંછ."

"પણ ત્યારે તું શું ભીખારડી બનવાનું પસંદ કરેછ?" બેહરામે તેણીની નબળી પૉઇન્ટ પર પાછું દબાણ કર્યું. તે પોતાનું કામ કેમ કાઢી લેવું તે બરાબર જાણતો હતો, એટલે તેણે પોતાની બેહેનની એ નબળાઇનો

લાભ લેવાનું યથાર્થ માન્યું, "આલાં, કહેની મને શું તું રખડતી રવડતી થવા માંગેછ?"

આલાં વિચારમાં ચુપ ઉભી. તેનું દિલ ડગમગી ગયું. બેહરામ કહેતો હતો તેમાં બી વજુદ હતું, એ તેણીએ તુરત જોયું ને જાણ્યું, અને અર્ધો અર્ધ પાછી તેની તરફેણુમાં ઢળી ગઇ.

"તે તાહરી વાત ખરી, મગર કેવા ભયંકર અપરાધો——"

"શ–શ–શ! મુર્ખ ના બન. આલાં બેહેન, જોખમ વગર કંઇ મુશ્કેલ કારજે પાર ઉતરેજ નહીં," બેહરામે વચમાં હોમાવ્યું.

"પણ આય તે કંઇ જેવું તેવું જોખમભર્યું નથી!" તેણીએ ફીકરથી કહ્યું.

"તે ખરૂં. મગર એનો બદલો પણ કેવો અફલાતુન છે; તેનો તો વિચાર કર. હું બી તે કાંહાં વેર એમ કડકા બાલુસ ફર્યા કરૂં, માટે આય નાદર લાગ હાથથી જવા દેવો એ કેવળ મુર્ખાઇજ છે. એમાં તને તેમજ મને પણ લાભ છે, એ વાસ્તે હું ચુકવા માંગતો નથી. આલાં, તું હા કહે યા નાં," તેણે ઠડાવથી કહ્યું, "મને તેની પરવાહ નથી. હું તો એ કામ બજાવવાનોજ પણ તેમાં તાહરા બાલને હરકત આંવવા દેવાનો નથી એની ખાતરી રાખજે. ચાલ સાહેબજી, હું જાઉંછ ને હવે થોડા વખતમાં, આલાં, તું તાહરી ધારેલી મુરાદે પોહોંચશે એ નકકી માનજે," અને એટલું બોલી બેરહેમ બેહરામ, લેડી આઇબારા તેને કંઇ કહે યા અટકાવ કરે તે પહેલાં ત્યાંથી પવન વેગે નીકળી ગયો.

## પ્રકરણ તેવીસમું.

લેડી આઇબારાનો તો અવતારજ છુટી પડયો. બેહરામને એમ ફૂંટાઉં બની ગયલો જોઇ તેવણ ઠસજ થઇ ગયાં. તેવણની સખ્ત મના છતાં પણ તેને માથે ઉઠાવેલા પલીદી કારજથી હાથ ઉઠાવવાનું સાફ સાફ ના પાડી તે બુરો બા જાયો ત્યાંથી ચાલી ગયો તે જોઇ આઇમાય હેબકીજ ગયાં.

તેવણુના પાણી એક તો બબ્બે મરતબા બેહરામને મળી ચુકેલી નીષ્ફ-ફળતા જોઇ તમામે તમામ મરી ગયાં હતાં, ને રખે પાપનો ઘડો ફુટી જાય એ ધાડની ધસક આજે દિવસો થયાં તેવણુને બેહદ સંતાપી ને પજવી રહી હતી, અને વળી તેવામાં બેહરામે સાફ સાફ નાં પાડી કહી દીધું કે તે દોજખી કામથી તે હાથ ખેંચનાર નથી, તે જાણી તેવણુ બિચારાં વધ-તાંજ ગભરાયાં.

હવે શું કરવું તે તેવણુને સુજ્યું નહીં. કેમ કામ આગળ એ બાબતમાં લેવું તે પણ વિચારી કે અટકલી શકયાં નહીં. તેવણુ પોતાના રૂમમાં જઇ ભરાયાં ને ડુસ્કે ડુસ્કે રડયાં. હવે તેવણુને પોતાના બુરાં કર્તુ-કનો અનહદ પશ્ચાતાપ થયો. અરે ! કઇ અવર ઘડીએ તે સ્યતાન્યત સારૂં તેવણે બદબખ્ત બેહરામ સાથે કર્યું હશે કે જેની આવી ગજબનાક સજા તેવણુ નાહકમાં શોષતાં હતાં, અને વળી વધતું હેબકાવનારૂં તો એ હતું કે બેહરામે આરંભેલા બુરાં કામનું સફળ પરીણામ તો હજીએ આવ્યું ન હતું. અને તે અગાઉ તેવણુને આટલું આટલું ખમતું પડયું હતું તો કામ પાર ઉતરવાના સંજોગમાં તેવણુને કેવું અને કેટલું ખમવું પડે ?

તેણી દમ બાંધીને રડી. છાતીમાં ઘેરાઇ રહેલાં દુઃખનો નિકાલ લાવવા તે પુષ્કળ આંખપાણી કરવા પડી, પણ તેણીના મનનું સમાધાન થયું નહીં. કોઇ જબરી છુપી ધાસ્તીએ તેણીના નાજુક જીગરમાં મજબુતાઇથી ઘર કર્યું હતું, અને બસ તેણીના પાપી દિલમાં પેઠુ પડેલો તરખાત સમતાં સમતોજ નહીં હતો.

"શું કરૂં ?—હવે શું કરૂં ?" તે એટલુંજ ફરી અને ફરી પુકારતી "કોણુની મદદ લેઉં, કોણુને કહું ? માહરા પરવરદીગાર, મેં શું એવાં ગયે ભવ જબુન પાપ કર્યાં હશે કે તેની આવી સખ્તમાં સખ્ત સજા તું મને હાલમાં કરેછ. એ બેહરામ. માહરો બઇ નહીં પણ કોઇ આગળે જમાનેનો કટો શત્રુ મુવોછ," તેણી ડુસ્કે ડુસ્કે રડતાં બબડતી હતી, "શું કરૂં ? દિકરી આલાંને કહું, તેની સલ્લાહ લઉં," તે ગંભીર વિચારમાં પડી. કલાકો એમ ડરાવનારા વિચારોની ભારી તાપની દિલભેદક સખ્તાઇ વચ્ચે ગબડી ગયા. ખાવાનો વખત થયો. તેની આયા તેણીને તે માટે બોલાવતી બબ્બે ત્રણુ ત્રણુ મરતબા ધકેલા ખાઇ ગઇ પણ તેણી સરવળી નહીં.

બસ તેણીનું અંતઃકરણુ એક ગજબનાક છુપી ધાસ્તીથી બધું થરથરી ગયું હતું. કંઇ દારૂણુ આફતનું વાદળું તેણીના સરપર હાલ લટકતું હતું

એવી કંઇ ભેદી આગાહી, તેણીનું દિલ કરતું હતું, ને તેથી તે બધી હેબ-કાઇને લાકડુંજ બની ગઇ હતી.

કલાકો, એમ દિલ દુઃખવનારા બુરા વિચારોની તાસવીસમાં પસાર થઈ ગયા. અર્ધી ઉપર રાત ગુજરી ગઇ પણ લેડી આઇબારાના ચીંતાથી ધગધગી જળી જતાં જીગરને શાંતી વલી નહીં.

ક્યાંથી વલે? ક્યાંથી વલે? ચીંતાના ભયથી ભખરાઇ ગયલા, ગજબ-નાક ડરથી ધ્રુજી ધડકી રહેલા પાપી આત્માને શાંતી ને કરાર તે ક્યાંથી હોય?

પણ તેટલાં—ઓ ગજબ! તેણી એક જબરો ઉછાળો ખાઈ પોતાની ખુરશીમાંથી ઉછળી ઉભી થઇ. તેણીના દિલનાં બાલેબાલ ધાસ્તી ને ગભ-રાટના માર્યા સુઇયા માફક ખડા થઇ ગયા. તેણીની આંખો ગોખલામાંથી ઓય બહાર નીકળી પડે એટલી બધી હદ સુધીની બહાર નીકળી આવી.

તે બધી ગભરાટ અકળાટથી ધમધમી ગઇ. પીસ્તોલના બે જબરા ધડાકાઓ તે રાત્રિના એકાંતમાં થયાં, અને તેઓની લગોલગજ એક ઘણીજ કારમી ચીસ જીગર ફાડી નાખનારી સભળાઇ, અને તેની સાથ વળી એક જબરો ધબકારો—કોઇના ઘણીજ ઉંચાઇએથી તુટી પડવાનો થયો અને તે સમજી હેબકથી હડબડી જઇને ધમમમ દેતી કે અર્ધી બેહોશ જેવી પાછી ખુર-શીમાં તેણી તુટી પડી.

જરા વારમાં તેણીનાં રૂમનું બારણું બહારથી ખુલ્યું, અને કુંમી ગમે તેમ લપેટી લીધેલી સાડી સાથ ફગલાયલી અંદર દોડી આવી.

"માય એ શું છે? એ બંદુક ફુટવાનો અવાજ ને ચીચ્યારીઓ શાની? કાઉના રૂમમાંથી એ બધું થયું હોય એમ લાગેછ?" તેણીએ ગભરાટ કર્યો.

પણ આઇમાય લાજવાબ ચુપ બેઠાં. તેવણેં તો ફગલાયલી ચશમોએ કુંમી ગમ ટીકયાં કર્યું. કુંમી તેવણની નજદીક ગઇ, અને હાથ પકડી તેવણને લગભગ ખુરશીમાંથી ખેંચી કાડયાં, "ચાલોની માય, એમ શું કરોછ જો? આપણે જઇને જોઇએ તો ખરાં કે કાઉના રૂમમાં એ શું થયુંછ?" અને એમ બોલી પોતાની માયનો હાથ પકડી તેણીએ ખેંચવા માંડયું.

લેડી આઇબારા તેણી પાછળ ઘસડાયાં.

તેઓ બને કાઉના રૂમમાં ગયાં, અને ત્યાં થઇ રહેલો દિલ રૂંધી નાખનારો દેખાવ નીહાળી સ્તબ્ધ બની ગયાં.

એક બાજુ કાઉ લોહીથી ગગળટો તમામ જાનથી બેજાન પડેલો હતો, તેથી જરાક દુર તેના જાનની પ્યાસી મારી વિલ્બી તેવેંજ બુરે હાલે લોહીના ખાબોચીયાંમા સુતેલી હતી.

તે ખુનખાર દેખાવ નીહાળી તે બને મા-બેટીઓ ટાછટજ થઇ ગયાં; તેટલાં તે રૂમનું બારણું પાછું ઉઘડયું, અને તે કેસલના બે માણુસો કોઇને લોહીલોહાણુ ઉપાડી અંદર આવ્યાં.

તેઓ બનેએ તેની તરફ જોયું, અને તે જોતાં સાથજ આઇમાય એક મજબુત લપેરો ખાઈ બેહોશ તુટી પડયાં.

તે તેવણુનો ભાઇ બેહરામ બામબોટ હતો!

## પ્રકરણ ચોવીસમું.

બેહરામ ખલ્લી ગયો. પોતાની બેહેનને ડામાડોલ વિચારની બની ગયલી જોઇને રખે તે ના પાડી, સોંપાયલા કામની આડે આવે એ બીહાકથી દમડાટી કરી ત્યાંથી વટી જવામાંજ તેણે ડહાપણુ માન્યું, અને, તેથી, જુઠી ધાંધલ ધરપચ કરી તે ત્યાંથી દોડ ધામમાં સટકી ગયો.

આલાં પહેલા બે નિષ્ફળ ગયલા હુમલાઓથી ત્રાસી ગઇ તો હશેજ એમ તે માનતો હતો અને તે સબબ સર ફરીથી એવો જીવલેણુ દાવ નહીંજ અજમાવવા તેણી તેને આજ્ઞા દેશે એમ તેને તેણીના તેમ કહેવાની સાથ નક્કી માની લીધું, પણુ તે કંઇ એમ હાથમાં બેઠેલી બાજી વગર ફલ આવવે જતી કરે એટલો સુમારો યા કાચો પોચો ન હતો. તે પોતાનું કામ પાકકુ કરી લેવા ઇચ્છતો હતો. રખડી રજડી અહીંતહીં અવારનવાર ન્હાના ન્હાના હાથ મારી પેટ ભરવાનું તે ખરે મને તીરસ્કારી કાઢતો હતો. તે તેમ કરવાથી ધરાઇ ને કંટલાઇ ગયો હતો, એટલે આ ધરખમ સપાટો એક વખત મારી લઇ જીંદગી વેર નીરાંતે મોજમાં મારવાની નાદર તક ચાલી ચલાવીને હાથ આવેલી તે કેમ જતી કરે?

એક વખત તેની બેહેન તેની મદદથી લૉફ્તી લૉડજ ને તેને લગતી બીસ્યાર માલ મીલકતોની એકલી શેઠાણી થઇ કે પછી ચાહ્યુ તેણી પાસ, ચાહે તેમ, એકાત્ન એકાવ કરવાનું તેણે મનથી નકી કરી રાખ્યું હતું, અને વધુમાં વળી બને તો તેણી સાથેજ લોડજમાં ધામો નાંખી થ બી જવાનો નિશ્ચય તેણે કરી મેલ્યો હતો, એટલે એ બધી ઉમેદો ઉપર તે કેમ પાણી આસાનીથી ફરવા દય ?

તે, તેથી, ખોટી ધરપચ સરપચ કરી વટી ગયો, અને સ્ટેશન ઉપર જઇ ત્યાં બે ત્રણ કલાક ગાલી કાઠી છેક મોડી રાતે કુંમી કેસલ તરફ પોતાનું નાતરસ કામ સરંજામ ઉતારવાના બુરા હેતુથી પાછો ફર્યો.

કેસલ આગળ આવી પુગતાં, બાગના મોટા લોખંડી દરવાજાના આવ-જાવ માટે હમેશાં ખુલ્લાજ રહેતા ન્હાના બારણાં વાટે તે ધીમેથી અંદર પેઠો, અને પછી ભરાતો છુપાતો અંદર ચાલ્યો.

ઘોર અંધકાર તે વાર છવાઇ રહયો હતો. ચંદ્રમાં પણ વાદલાંઓથી ઢંકાઇ ગયો હતો. તે તતોસ્તો તતોસ્તો ઘણીજ ચોકશાઇથી બંગલા નજદીક આવી ચઢયો અને હવે શું કરવું ને કેમ કામ લેવું તેના વિચારમાં પડયો.

સઘલું બંદોબસ હતું, તેમજ અંદર પણ એક રોશની નજરે આવતી ન હતી, તે પરથી તેણે વાજબીજ અનુમાન ખેંચ્યું કે સઘલાં નીંદ્રા દેવીની મીઠી ગોદમાં તે પળે ગીરફતાર હતાં.

તે અંદર કેમ દાખલ થવું તેનો તોડ શોધતો તે મોટા આલીશાન બંગલાની ચારે દીશાએ ઘણીજ ચોકશીથી ફર્યો.

ચોથી સાઇડ તરફ વલણ લેતાં તે તરફ પહેલા માલની એક ઉઘાડી બારીમાંથી રોશનીનો પ્રકાશ નજરે આવ્યો.

તે કોણુનો રૂમ હશે તેનો તે વિચાર કરવા પડયો, પણ તેટલાંજ ગોયા તેના વિચાર રૂપી સવાલના જવાબમાં કાઉ બનાજી ખુદ પોતેજ તે બારી પર નાંખેલો પડદો ખસેડી બહાર આતુર નજરે ડોકાવા પડયો.

બેહરામ તે જોઇ તુરત એક ઝાડને ઓથે ભરાઇ ગયો.

બે ત્રણ મિનીટ વેર કાઉ બનાજીએ બહાર બાગમાં ચોકશીથી નજર કરી પછી પાછો પડદો ઢાંકી દઇ અંદર ચાલી ગયો, અને તે જોઇ છુટ-કારાનો એક ઉંડો શ્વાસ ખેંચી બેહરામ પોતાની સંતાવાની જગ્યાએથી બહાર આવ્યો, અને હવે ઉપર કેમ જવું તેનો ગૌર ગંભીરાઇથી કરવા પડયો.

કાઉના રૂમની બારીની જરા નજદીકજ, તે બંગલાના છાપરા પરનું વરસાદનું પાણી જવા માટે એક સલંગ પાઇપ આવેલી હતી તે પર બેહરામની તુરતજ નજર ખેંચાઇ, અને તે બુરાએ પોતાની ચકોર ચશમથી કેમ કામ આગળ લેવું તે તુરત જોઇ ને જાણી લીધું.

તે જમીન પર બેસી ગયો, અને પોતાનાં બુટ કાઢી નાખ્યાં અને બેઉની લેસો એક સાથે બાંધી પોતાની ગરદન આસપાસ લટકાવ્યાં, અને પછી બહુજ સંભાળથી અને વાંદર જેવી ઝડપથી તે ઉભી પાઇપ બોલ બોલતામાં સલામતીથી ચઢી ગયો.

તે તેના જેવા પાવરધા બદમાશ માટે એક બચ્ચેબાલેકા ખેલ જેવું નજીવું કામ હતું. કચકઇ વખત તેના પોતાનાજ બોલોમાં બોલવાની રજા લઇએ તો "એ અશો ને ભલી ગટરની પાઇપો" કે જેના બનાવનારને ને એમ તેના જેવા નંગોને ફાવતી થઇ પડે એવી સગવડ ભરી જગ્યાએ ગોઠવનારને તે હજારો હજાર દુવા દેતો ને ગરોથમાન બેહેસ્ત ઇચ્છતો હતો, તે તેના ચોરી લુટફાટના દોજખી કામોમાં એકથી અનેકવાર એક આશીરવાદ જેવીજ પુરવાર થઇ હતી. તેનો લાભ તેણે અનેકવાર લીધો હતો, અને ઘણી વાર તેની બરકતથી 'બીલી પાઘડી'ના હાથમાં સ્વાધીન થઇ જતાં તે કટોકટ વખતે બચી ગયો હતો.

તે ઉપર ચઢી ગયો, અને પછી કાઉના રૂમની બાહરની કાચની બારીની સાંકળને ઝાલીને ધીમેથી બારી નજદીક પાળ પર પગ ટેકવતો ટેકવતો ગયો, અને અંદર પડદાની ફાટમાંથી ડોકાવ્યું.

તે તેજ પળ હતી કે જે પળે મારી વિલ્બી કાઉના રૂમમાં દાખલ થઇ હતી. તેણી તો ગઇ સાંહજની કુંમી કેસલમાં ચોરી છુપીથી દાખલ થઈ, અંદર એક એકાંત ને સલામત ખુણામાં છુપાઇ રહી હતી, ને અર્ધી રાત પસાર થઈ જવા કેડે પોતાનાં કીનાના ધગધગતા જોશને સમાવવા ત્યાંથી નીકળી હતી.

બેહરામે ફાટે ડોલે ને ધડકતી છાતીએ પછી તે રૂમમાં તે બેઉ વચ્ચે ચાલેલી પ્રથમની તરાતરી ને ત્યાર કેડેની હોજાતોજી સમજી.

તેનો દમજ તે બધું નવું નવું ભેદ ભરમથી ભરપુર જાણતાં ને સમજતાં ગોથાં ફેંધાઇ ગયો. તેનું લોહી મારી વિલ્બીની ગમખાર ને સીનાચાક કેરીયત સમજી ઉકળી આવ્યું. "ઓ! એટલી ભયાનક હદ સુધીનો એ કાઉ

બનાજી પુરો હતો," તેણે મનમાં જુસ્સાથી વમાસ્યું, "બસ એવું થાયછે કે એને અતર ઘડી જઇને ચીરી નાખું !"

તેને ફાટે ડોળે બધો મહેમાર જોયો. મારીની વિગતોનો ઘણીજ તુંડાઇની તોડછોડથી કાઉને રદીયો આપતાં જોઈ તેને બહુજ ક્રોધ ચઢયો; અને હવે શું થાય છે તેની ધડકતાં જીગરે વાર જોવા લાગ્યો.

તે બેઉ વચ્ચે ચાલેલી તોડછોડ ભરી ગુફ્તેગો તેણે ધ્યાનથી સમજી, ને પુરેપુરો તે મારી વિલ્બીની તરફેણમાં ઢળી ગયો. તેટલા કાઉને મારી પર અચાનક હલ્લો લઇ જવાની તજવીજ કરતો જોઇ તે જરા ગભરાયો, કે રખે તે મહા પાપી પોતાના અગાધ અપરાધોમાં મારીનો બી કાંટો કાઢી એક વધુનો ઉમેરો કરે, પણ તેટલાંજ મારી તેને રગેરગ પુગી વલે એવી તૈયારી કરી આવી હતી તે જોઇ તે ખુશી થયો.

તેણીએ પોતાના ગાઉનના ખીસાંમાંથી એક ન્હાની રીવાલ્વર કાઢી અને કાઉનુ લોહી પોતાને હાથે રેડવાનો પોતાનો મકકમ ઇરાદો જાહેર કર્યો.

બેહરામને મનથી એ તો ઘીકેલાં થઇ પડયાં. તેણે વિચાર્યું કે એ તો તેનું કામ આસાનીથી તેના પોતાના હાથ લોહીમાં ખરડયા વગર પાર પડી જતું હતું. કાઉનું નિકંદન એમ તેના વગર નીકળી જતું હતું એ તો તેને (બેહરામને) મનથી એક મોટી ખુશહાલીનીજ બીના થઇ પડી.

પણ તેટલાં, ત્યાર પછી તે હૃદય ધ્રુજાવનારો કારમો બનાવ બની ગયો. તે જોઇ તે અડી ગયો. કાઉને સ્ટુલ ઉપાડતાં જોઇ એક છલાંગ મારી બારી કુદાવી તે રૂમની અંદર મારીની મદદે જવાના ઇરાદાથી દાખલ થવા ગયો, પણ તેટલાં ઓ ગજબ! તેણે પકડેલો બારીનો સળ્યો તે પર વધુ વજન આવતાં એકાએક નીકળી આવ્યો, અને હવામાં એક અધર ગોલાંટ ખાઇ, એક કારમી ચીસ સમેત તે નીચે બહાર બાગમાં તુટી પડયો!!

---

## પ્રકરણ પચીસમું.

---

કર ને જો બધું અંહી ને અંહીજ છે. ભલાં યા બુડાં કર્મોનો યોગ્ય બદલો, અઝીઝો, આ ક્ષણભંગુર અવનીમાંજ જોવાનો છે. કરણીનો ફેજ અત્રે ને અત્રેજ ચાખવાનો છે.

નેકીનીજ આકેબત ફત્તેહ છે. ભલાઇનીજ કામયાબી છે.

બુરાઇ ઘડી ભર ફાવે છે, મગર આખરે તેનો પરાજય નક્કીજ છે. કોણ આજ સુધીમાં બુરા કર્મો કરી સુખી થયું છે? કોણ યા કયો બુરો આજની ઘડી તુલીકમાં પોતાની બુરાઇની ફત્તેહથી ફુગરાઇ પોતાનું સર સલામત ને અનામત રાખી શકયો છે? કોઇજ નહીં! તો પછી પ્રીય વાંચનાર આ ન્હાનકડી કથાના ત્રણ પાત્રો લેડી આઇબારા, બેહરામ બામબોટ કે કાઉ બનાજી શું ગણત્રીમાં? ભલભલાઓ બુરાઇ ને બદકરદારીની સોડ સાંધી તારાજ ને ફના થઇ ગયા તો એ ત્રગડી શું બીસાદમાં?

તેઓ ફનાજ થઇ ગયા. એક સામટા ખુદરતના અચુક કહેરથી દુન્યાથીજ ઉખડી ગયાં. તે મહાન ગૈબી બાપના એકજ મગર પુરેપુરા સખુન ફટકાએ તેઓને પોતાની બુરી કરણીના તેત્રોજ લાયક ફેજ ચાખતાં કરી મેલ્યાં!

કાઉ બનાજી મારી વિલ્બીના ભાઇનું બહુજ દિલ કમકમાવનારી હીચકારી ઢબે ખુન કરી આવી, તેણીના કીનાનો, ગમે તેટલી તેમાંથી છટકવાની જીવતોડ અફડાતફડી ને જહેમત છતાં, ભોગ થઇ પડયો, અને મારી વિલ્બી ખુદ પોતે તે બુરા નાપાકના હાથ ઉપર તેવેજ કમનશીબ મગર ઘટીત ફેજે પુગેલી આપણે વાંચી આવ્યા છીએ. અને બેહરામ બામબોટ કાઉના જીવનો પ્યાસો તેનો કાંટો કાઢી નાખવાની હેરેમન મકસદથી છેક ચાલ્યો ચલાવ્યો તેને અંદેરી વેર પુરો કરી નાખવા આવ્યો, અને તે બુરો બદમાશ પણ પોતાને ઘટતેજ ફેજે કુદરતના ગુપ્ત હાથે કટોકટ અઇવામે પુગી ગયો.

એક કારમી ચીસ સાથ તે મોટી ઉંચઇએથી તે તુટી પડયો, ને તેની ગરદન તેમ થતાં ભાંગી ગઇ. તે પડયો તેની થોડેકજ દુર કૅસલનો તબેલો આવેલો હતો ત્યાં સુતેલાં માણસો તેના પડવાના ધબકારાથી જાગી ઉઠયાં, અને તે કે જે પડતાં સાથ તુરતજ પોતાના કર્તુકોનો ઇનસાફ મેળવવા તે દાદગર દાવરની જનાબમાં પુગી ગયો હતો તેના લોહી લોહવાણ શબને ઉપાડી ઉપર લઇ ગયા.

અને ત્યાં શું બન્યું? તેને આવે અવતારે ને ફેજે પુગેલો જોઇ લેડી આઇબારા હોશફરામોશ બની, એક મોટો શૉક ખાઇ ગયાં. તેવણ બેશુધ થઇ ગયાં. અને તે શૉકની અસર એવી તો ગંભીર તેવણ પર ઉપજી કે તેવણ બિચારા પોતાની યાદદાસ્ત શકિતજ ગુમાવી બેઠાં.

એક ઘણીજ ઝેરી તાવનો ભોગ ને બેહોશીમાંથી સુદ્ધીમાં આવ્યા પછી લેડી આઇબારા થઇ પડયાં, ને તેમાંથી કાબેલમાં કાબેલ ડાકતરોના અથાગ શ્રમથી ખડી મુશકેલીથીજ તેઓ બચ્યાં, પણ તેઓની યાદદાસ્તશકતિ તમામ ગુમ થઇ ગઇ. ભુતકાળમાં બની ગયલું બધું તેઓના ભેજાંની તખ્તી ઉપરથી તમામ વીસરાઇ ને ભુસાઇ ગયું.

બેહરામ બામબોટ કોણ હતો તે તો એક ભેદજ બધા માટે રહયો. કુંમી કેસલમાં તે કાંય ને શું કામ આવ્યો હતો તેની ખરી વિગતોની માહીતી તો તેના તતકાળ મરણ પામવા સાથ સદાની દટાઇજ ગઇ. તેમજ મારી વિલ્બીનું પણ થયું. ખરૂં કોઇજ અટકળી શકયું નહીં.

એટલીજ અટકલ માત્ર થઇ કે કાઉ તેણીને સુકીને બ્રાઝીલથી વંજ્ને માપી આવ્યો હશે, અને તેથી ખારની મારેલી તે અબળાએ ત્યાં વેરથી તેની પુઠે આવી તેનું ખુન કર્યું હશે, અને તેમ કરવા જતાં પોતે પણ કાઉના હાથે જાનથી બેજાન થઇ હશે. ખુદ જ્યુરીએ પણ એવોજ અભિપ્રાય આપ્યો, કાઉ ને મારીના સંબંધમાં; જ્યારે બેહરામ બામબોટ માટે એ મત આપ્યું કે ચોરી કરવાની મકસદથી તે કુંમી કેસલમાં ધુસ્યો હશે, અને આક-સમાતીક ઉંચાઇએથી તુટી પડવાથી, તે માર્ગે લાગી ગયો હશે.

અને એ રીતે બધા ઘોર કર્મો ઉપર ખામોશીનો પડદો ખુદરતી પડયો.

હંમેશ જેમ બનેછ તેમ થોડા દહાડા એ બનાવથી જરથોસ્તી આલમ ત્રાસીને તળે ઉપર થઈ ગઇ. મોંહ ભાવતું બોલાયું ને લખાયું, અને અંતે પાછું બધું ઠંડું થઇ ગયું.

બધાઓ લેડી આઇબારા માટે દયા ખાવા લાગ્યાં. તે બિચારી બાઇ તે હદયભેદક દેખાવો જોઇ ત્રાસી જઇ યાદદાસ્ત શકિત ગુમાવી બેઠી હતી એમ માની સૌ કોઇ તેવણ ગમ ભારે દિલસોઝી દાખવતું હતું.

ભલો બૉમ પાછો લોફ્તી લોડજને તેને લગતી તમામ માલ મીલક-તોનો હકદાર વારસ થયો.

ત્રણ વર્ષ એ બધા બનાવો બન્યાને આજે વહી ગયાં છે. એ અરસામાં બૉમના લગ્ન ફ્રેની કામા સાથ થઇ ચુકયાં છે, અને તેમના બુચાને વ્હાલથી રમાડતી લેડી આઇમાય આઇબારા લૉફ્તી લૉડજના કંપાઉડમાં ખુરશી પર બેઠેલી અવારનવાર નજરે પડે છે. તેવણની યાદદાસ્ત શકિત તો સદાની ગુમ થઈ ગઈ છે, છતાં પણ તેવણનું અંતઃકરણ કઇ

છુપી ગવાહી તેવણુના અસલના વખતના તે બુરાં કર્મો માટે વારંવાર કરે છે. અને ત્યારે આંખમાં આંસુઓ સહીત બૉમનો હાથ પોતાના હાથમાં લઇ તે પોતાની આંખમાં ચાંપી તેવણુ ખરાં દિલથી તે વ્હાલા જવાનની અને ફ્રેનીની માફી ઇચ્છે છે.

"હું નથી સમજી શકતી કે મેં તમને શું ગેરઇન્સાફ કીધોછ, પણ મને લાગેછ—મને એવું 'ફીલીંગ' થાયછ કે મેં કંઇ તમારી વીરૂધ ઘણુંજ જબુન કામ અગાઉ કીધુંછ, અને તે માટે હું તમો બન્નેની ખરાં જીગરથી માફી ચાહુંછ," તેવણ હમેશાં એમ બોલે છે. અને જવાબમાં ભલો બૉમ પોતાની સદાની ભલી ને અમીરી મનોવૃતિથી બહુજ દિલશોજીથી તેમને ઉપરાસાપરી ખાતરીઓ આપે છે કે તેવણે એવું કંઇ મનમાં લાવવું નહીં; એવું કાંઇ વિચારવું પણ નહીં. "એવું કશું બન્યુંજ નથી મામીજી, તમે કાંઇજ કીધું નથી. એ તો માત્ર તમારા મનનો ધખારો છે. ખુદા ખાતર એવું કંઇ દીલમાં ના લાવો," અને ફ્રેની પોતાના પ્રાણુ પ્રિય પતિના ઉપલા શબ્દોને હમેશાં ઘણીજ મીઠાશ ને માયાથી અનુમોદન આપે છે, અને તે સમજી ખતાવાર લેડી આઇબારા ઉપકારથી છલાછલ ઉભરાઇ જતાં આભારી જીગરે તે બન્ને પતિ પતિનો હાથ ફરી અને ફરીથી પોતાની આંખોમાં ચાંપે છે.

બૉમનું સાયન્સ જરનલ એક ફત્તેહમંદ પુરવાર થઇ છે. તે કરવૈયા જવાનની બાહોશીભરી આગેવાની હેઠળ તે ઘણાં મોટા નામાંકીતપણાંએ આ દેશમાં અને આખા યુરોપખંડમાં પોહોંચ્યું છે.

કુંમી પણ બૉમની ભલાઇ ને મેહેરબાંનીથી ઘર પડી ગઇ છે. એક ઘણે સારે ને લાયક ઠેકાણે તે વરી છે, અને પોતાના ધણી સાથે તે સુખી છે—સંતોષી છે; અને ભલા બૉમ અને ભલી ફ્રેનીને ખરા જીગરથી દુવા દે છે.

અને ત્યારે, વાંચનાર ડીયર, હવે વધુની શું ગરજ છે?



# નવરંગ.

ગુર્જર સાહિત્યના અનેક વિદ્વાન સાક્ષર સજ્જનોની ઉમદા પ્રસાદીઓ પીરસ્તું; હિન્દુ, મુસ્લીમ અને પારસી કોમમાં એક સરખા ઉમંગ અને ઉલટથી વંચાતું; દર માસે બે ફાંકડી ટુંકી વાર્તાઓ, બે અતી રસીલી ચાલુ વારતાઓ, બોધક નિબંધો, મનોરંજક રમુજી ટાહુકા ટુચકાઓ, મનહર કવિતાઓથી ઓતપ્રોત થતું સો-તેર સફાનું શ્રેષ્ટ વાંચન પુરૂં પાડતું સાર્વજનીક માસિક.

અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

**વારસીક લવાજમ રૂ. ૩ા.**

**એક સુંદર પુસ્તક એ માસિકના ગ્રાહકોને દર સાલ ભેટ મળે છે.**

આજેજ નામ નોંધાવો.

**મેનેજર, નવરંગ,**

બજારગેટ, કોટ, મુંબઇ.